# સચિત્ર સુબોધક લેખમાળા

## મણકા ૧-૨-૩-૪

## જીવનદાન

લેખક :—


શાહ શિવજી દેવસિંહ મઢડાવાળા

( શિવવિનોદ ભાગ પાંચ, શિવબોધ ભાગ બે, શિવપ્રબોધ ભાગ બે, રાગબોધ, વિદ્યાચંદ્ર અને સુમતિ તથા કૃતઘ્ની કેસરના લેખક )



પ્રસિદ્ધ કર્તા :—

શિવસદન ગ્રંથમાળા કાર્યાલય, મઢડા-કાઠિયાવાડ

પ્રથમાવૃત્તિ પ્રત ૧૫૦૦

સંવત્ ૧૯૮૬ સને ૧૯૩૦

મૂલ્ય રૂ. ૦-૮-૦ ટપાલખર્ચ જુદું

મુદ્રક : મુદ્રણસ્થાન :
**કેશવ હ. શેઠ**
ખડાયતા મુદ્રણકલા મન્દિર
ચાર રસ્તા, **અમદાવાદ**

**પુસ્તકો મળવાનાં ઠેકાણાં :—**

૧ શિવસદન ગ્રંથમાળા કાર્યાલય, **મહુડા** (શીહોર થઇ) કાઠિયાવાડ

૨ શાહ કુંવરજી દેવસિંહની કું., લોહારચાલ, **મુંબઇ** નં. ૨

૩ **જે. એમ.** પંડયા., પ્રીન્સેસસ્ટ્રીટ, **મુંબઈ** નં. ૨

૪ વર્દ્ધમાન એન્ડ સન્સ, પાયધોની, **મુંબઇ**

૫ શાહ મેઘજી હીરજી, જૈન બુકસેલર, ગોડીજીનીચાલ પાયધોની, **મુંબઇ** નં. ૩

૬ શાહ મોહનલાલ રૂગનાથ, **પાલીતાણા**-કાઠિયાવાડ

## પૂજ્ય માતુશ્રી.



મરહુમ ગંગાસ્વરૂપ માતુશ્રી હીમુબાઇ વેરસી.

જન્મ<br>સંવત ૧૯૧૭.

સ્વર્ગવાસ<br>સંવત ૧૯૮૦ ના કાર્તિક શુ. ૧૫ ગુરૂવાર

## સ્વર્ગસ્થ પૂજ્ય માતુશ્રી

# દીમુબાઈ વેરશી

**માતાજી!**

એક વિદ્વાને કહ્યું છે કે:-

"એકેનાપિ સુવૃક્ષેણ, પુષ્પિતેન સુગંધિના;
વાસિતં તદ્વનં સર્વં, સુપુત્રેણ કુલં યથા."

**ભાવાર્થ:—**

જેમ સુગંધી ફૂલોવાળા એક વૃક્ષ વડે આખું વન સુવાસિત થાય છે, તેમ એક સુપુત્રથી આખા કુળની કીર્તિ ફેલાય છે.

બીજા એક વિદ્વાને કહ્યું છે કે :-

"ગુણીગણ ગણનારંભે, પતતિ ન કઠિની સુસંભ્રમાદ્દસ્ય;
તેનામ્બા યદિ સુતિની વદ વંધ્યા કિદૃશી ભવતિ"

**ભાવાર્થ :—**

સદ્ગુણી પુરૂષોની ગણત્રી કરતી વખતે જેનું નામ એ ગણત્રીમાં ન આવે, એવા પુત્રની માતા પણ વંધ્યા સમાન છે; કેમકે એવો પુત્ર હોય કે ન હોય તે સરખું જ છે.

ઉપરોક્ત કથનો અનુભવી વિદ્વાનોનાં છે અને તેથી સિદ્ધ થાય છે, કે જે માતાએ સદ્ગુણી અને સમજુ પુત્રને જન્મ આપ્યો છે, તે માતા જ માતા તરીકે ગણાય છે.

આપ પણ એવા એક પુત્રની માતા છો, કે જે પોતાના ડહાપણ અને સામર્થ્ય વડે કુટુંબ, જ્ઞાતિ અને દેશમાં પોતાની નામના કરશે અને પ્રભુભક્તિ અને ભલાઇનાં કાર્યો કરી આપની કુખને શોભાવશે.

આપે મને પણ આપના પુત્ર સમાન ગણ્યો છે, એ આપની મારા પ્રત્યેની મમતા મારાથી વિસરાય તેમ નથી. "બીજા તને ગમે તેટલું માન આપે, પણ મારો તો જેવો વીરજી દિકરો છે, તેવો તું પણ દિકરો છે અને હું તો તને શિવજી કહીને જ બોલાવીશ:" એ આપના ઉદ્‌ગારોમાં જે વાત્સલ્ય ભર્યું છે, તે હું મારા જીવનના છેલ્લા શ્વાસ સુધી પણ વિસરીશ નહિ.

માતાજી !

કચ્છી પ્રજા માનસિક રોગથી મુક્ત થાય અને અવનીમાં અમર બને, એવા ઉચ્ચ ઉદ્દેશથી લખાયેલું આ "જીવનદાન" નામનું પુસ્તક હું આપને અર્પણ કરી પોતાને ભાગ્યશાળી સમજું છું. આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મારા લઘુ બંધુ વાગજીભાઇએ જે સહાયતા આપી છે, તે બદલ હું તેમનો પણ આભાર માનું છું.

લિ. આપનો ચરણરજ છોરૂ

**શિવજી**



# બે બોલ

થોડા મહિના પહેલાં કચ્છ-લાયજાવાળા રાવસાહેબ શેઠ **રવજી સોજપાર** જે. પી. પાલીતાણે જાત્રાર્થે પધારેલા, તે વખતે હું તેમને મળવા ગયો હતો. પ્રસંગોપાત જ્ઞાતિ અને દેશ ઉદ્ધારની ચર્ચા ઉપસ્થિત થઇ. મેં કહ્યું : "શેઠ! 'પાંજો કુરો ?' અને 'થીઓ કુરો ?' જેવા અસાધ્ય વ્યાધિઓ જે જ્ઞાતિ અને દેશમાં અસ્તિત્વ ધરાવતા હોય તે જ્ઞાતિ અને દેશની ઉન્નતિ શી રીતે સંભવે ?" તેમણે કહ્યું : "એ જીવનવિનાશક રોગો વિષે બાળકો, બાલિકાઓ, સ્ત્રીઓ અને પુરૂષો સહેલાઇથી સમજી શકે, એવાં નાનાં નાનાં પુસ્તકો લખીને તમારે પ્રસિદ્ધ કરવાં જોઇએ; એથી પ્રજા જાગ્રત થશે અને રોગમુક્ત થશે."

રવજીશેઠની વાત મને પણ વ્યાજબી લાગી અને મેં ચાર મણકા લખ્યા. **સુબોધક લેખમાળાના** નામથી એક પછી એક એ મણકા પ્રસિદ્ધ કરવાની ધારણા હતી; પરંતુ તેટલામાં મારાં પત્નીના ગળામાં ગાંઠ નીકળવાથી ઓપરેશન માટે નડીઆદની મીશન-હોસ્પીટલમાં દોઢ મહિનો રહેવાનું થવાથી, લેખમાળા પ્રસિદ્ધ કરવાની ધારણા તત્કાળ સફળ ન થઇ.

ત્યારબાદ તા. ૧૪-૧૧-૨૯ને રોજ તત્વવેત્તા શ્રીમાન્ **વાડીલાલ મોતીલાલ શાહ**ને મળવા હું ઘાટકોપર ગયો હતો. તેમને ત્યાંથી પાછો ફરતો હતો, ત્યાં ભાઇ **વીરજી લધાની** મારા પર નજર પડી. તેમણે મને સ્નેહથી બોલાવ્યા તેમનાં માતુશ્રીના અવસાનના દુઃખદ સમાચાર કહ્યા અને તેમના સ્મરણાર્થે એકાદ પુસ્તક પ્રગટ કરવાની ઇચ્છા દેખાડી. મેં તેમને આ ચારે મણકા વાંચવા આપ્યા. તેમણે પોતે તે વાંચ્યા અને વરાડીઆવાળા સુજ્ઞ ભાઇશ્રી **લધુ મણશી**ને તે વાંચી સંભળાવ્યા. તેમને બન્નેને તે

પસંદ પડયા અને તે પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો. ફરી હું તેમને મળ્યો, ત્યારે તેમણે પોતાનો નિર્ણય મને જણાવ્યો. હું તેથી પ્રસન્ન થયો અને તેમના એ નિર્ણય બદલ મેં તેમનો આભાર માન્યો.

આ પુસ્તકના પ્રથમના ત્રણ મણકાઓમાં પ્રજાજીવન વ્યાધિ-ગ્રસ્ત છે, એ સરળ ભાષામાં પ્રતિપાદન કર્યું છે અને ચોથા મણકામાં એ વ્યાધિઓનું નિવારણ કરવાનું ઔષધ દેખાડવામાં આવ્યું છે. એ ચારે મણકાના સંગ્રહને "જીવનદાન" નામ આપી પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ પુસ્તક બાળકો અને બાલિકાઓ વાંચે અને પોતાના જીવનમાં 'પાજે કુરો ?' અને થીઓ કુરો ?' એ જીવનવિનાશક અસાધ્ય વ્યાધિઓને દાખલ થવા ન દે અને કદાચ અજાણપણે એ રોગો જીવનમાં પ્રવેશ કરે તો તેનાથી તેઓ વેળાસર મુક્ત બને, એ ઉદ્દેશથી આ મણકાઓની ભાષા જેમ બને તેમ સરળ રાખવામાં આવી છે.

કચ્છ—નલીયા નિવાસી ભાઈશ્રી **વીરજી લધા**એ આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે રૂ. ૨૦૦)ની મદદ આપી છે. તે બદલ હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તેમનું અનુકરણ કરી અન્ય શ્રીમંતો અને દેશભક્તો આવાં ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવામાં સહાયરૂપ થશે. આવા સત્કાર્યમાં ઉદાર સજ્જનો પોતાનો ઉદાર હાથ લંબાવશે તો મારી ઉમેદ છે, કે બીજાં આવાં ઉપયોગી પુસ્તકો હું જનતાની સેવામાં રજુ કરીશ.

શાળાઓ, કન્યાશાળાઓ અને પાઠશાળાઓમાં પણ આવાં પુસ્તકો ઇનામ તરીકે વહેંચાવાં જોઈએ.

છેવટે ગુણદૃષ્ટિથી આ પુસ્તક વાંચવાની વાંચકોને વિનતિ કરી વિરમીશ. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

લિ.

**શાહ શિવજી દેવસિંહ** મઢડાવાળા

# અનુક્રમણિકા

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | (મણકો ૧ લો) 'પાંજે કુરો ?' અને 'થીઓ કુરો ?' | ૧ |
| ૨ | (મણકો ૨ જો) 'ચોંધા કુરો' અને 'ભાંઇંધા કુરો ?' | ૨૦ |
| ૩ | (મણકો ૩ જો) પાંજી પોચ નાંય. | ૩૬ |
| ૪ | (મણકો ૪ થો) તારક ત્રિપદી | ૫૭ |

## ચિત્રો

# જીવનદાન

## ( મણકો ૧ લો )

### [1]પાંજે કુરો ? અને [2]થિઓ કુરો ?
### યાને
### જીવન વિનાશક અસાધ્ય વ્યાધિઓ

મુંબઇમાં હવાખાવાના સ્થળ તરીકે ચોપાટીનું સ્થળ સુપ્રસિદ્ધ છે. સાયંકાળના અરસામાં ત્યાં સેંકડો નરનારીઓ ફરવા અને ખુશનુમા હવા ખાવા આવે છે અને આખા દિવસનો શ્રમ કે કંટાળો દૂર કરે છે. શ્રીમંતો ગાડીઓ અને મોટરોમાં આવે છે, ત્યારે સામાન્ય સ્થિતિના માણસો ચાલતા આવે છે. ત્યાં, રેવડી–ગંડેરીવાળા, નારિયેળ અને કાળીગંડાવાળા તથા પાન અને પાણીવાળા સંખ્યાબંધ ફેરિયાઓ નજરે પડે છે–કાને "ચંપી–ચંપી" ના અવાજો પણ સંભળાય છે.

ભિક્ષુકોની ભરતી પણ ઠીક ઉભરાય છે. તેઓ જનમનને રંજન કરનારાં ગાયનો ગાય છે, બજાવે છે અને પૈસા મેળવે છે.

કાનજી નામનો શ્રીમાન અને ધિમાન એક કચ્છી યુવાન પણ હમેશાં આ સ્થળે આવતો અને થોડીવાર દરિયા કિનારે ફરીઆવી, બાંકડાપર બેસી, તાજું પ્રસિદ્ધ થએલું મુંબઇનુ દૈનિક છાપું વાંચવામાં મશગુલ થતો અને છેક અંધારૂં થતાં ટેક્ષીમાં બેસી પાછો ફરતો.

---

૧. આપણે શું. ૨. થયું શું ?

કાનજીનું વજ્રકાય શરીર કચ્છની આરોગ્ય આબોહવાની પ્રતીતિ કરાવતું. તેની વિશાળ છાતી, તેજદાર આંખો, ઘઉંવર્ણો અંગરંગ અને હમેશાં હસતો પ્રફુલ્લ ચહેરો પ્રત્યેક નરનારનું સ્વાભાવિક ધ્યાન ખેંચતાં.

કાનજીનું કુટુંબ પ્રતિષ્ઠિત ગણાતું. તે શ્રીમાનોમાં અગ્રેસર હતો, તેમ વિદ્વાનોનો માનીતો હતો. કેવળ પૈસા ભેગા કરીને જ પોતાને કૃતકૃત્ય માનનાર કેટલાક અન્ય ધનિકો જેવો તે ધનનો ગુલામ ન્હોતો. તે કમાઇ જાણતો, તેમ તેનો સદુપયોગ પણ કરી જાણતો. ઘણાય વિદ્યાર્થીઓને તેના તરફથી શિષ્યવૃત્તિઓ મળતી, તેમજ વિદ્યાવૃદ્ધિની પરોપકારી સંસ્થાઓને ઉત્તેજન પણ મળતું. પોતે મક્કમપણે માનતો, કે કોઇપણ દેશ, જ્ઞાતિ કે વ્યક્તિની ઉન્નતિ કેળવણી સિવાય ન જ થઇ શકે, તેને ડૉકટર, સોલિસિટર કે બેરીસ્ટર જેવી પદ્વિઓનો મોહ મુદ્દલ ન મળે. પોતે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસમાં જ કેળવણીની સાર્થકતા સમજતો. પ્રસંગ પરત્વે તે વિદ્યાર્થીઓને ઠસાવતો કે ભણવું, એ માત્ર પોપટ–પંડિત બનવા માટે નહિ, પણ ઉન્નત, પવિત્ર અને આદર્શ જીવન જીવવા માટે જ.

ફક્ત પોતાના મોજશોખમાં જ મસ્ત રહેલા અને કુટુંબ, જ્ઞાતિ કે દેશની દરકાર નહિ ધરાવનાર, વર્તમાન સંસ્કૃતિને વરેલાઓ—અંગ્રેજી ભણેલાઓ પ્રત્યે તેને સ્વાભાવિક રીતે જ તિરસ્કાર થતો. માતપિતાની સેવા સાથે જ્ઞાતિ અને સ્વદેશસેવા એ જ પોતાનો સાચો ધર્મ તે સમજતો.

આજકાલના કેવળ પેટની વેઠ ઉતારવા ખાતર પત્રકાર થઇ પડેલા કેટલાક સ્વાર્થી પત્રકારોને તે સુધરેલા ડાકુઓ જ સમજતો. બીજો ધંધો નહિ જડવાથી જ તેઓ દેશ, કોમ અને ધર્મની સેવાને નામે છાપાં કાઢે છે અને પછી શ્રીમંતો, વિદ્વાનો ધર્માચાર્યો, રાજા મહારાજાઓ અને અમલદારોની છેડતી કરી, તેમની પાસેથી પૈસા

કઢાવે છે અથવા તેમનાં ગુણગાન કરી, પોતાની ત્રિજોરી તર કરે છે: એમ માની કાનજી શેઠ તેમની સ્તુતિથી ફુલાતા નહિ, તેમ નિંદાથી ગભરાતા પણ નહિ; બલ્કે, આ કોટિના પત્રકારોથી પોતે નવ ગજ દૂર રહેતા; તથાપિ જેઓ દેશની દાઝ ધરાવનાર પ્રતિષ્ઠિત પત્રકારો હોય, તેમનાં પત્રો તે ધ્યાનપૂર્વક વાંચતા અને તેમનાં હિતકારી લખાણો તરફ આદર ધરાવતા. બાકી ખલ્કની ખોટી નિંદા કરનારા પત્રકારોનાં લખાણોની તો કાનજીને મન કોડીની કિંમત પણ હતી નહિ. હાથીની પાછળ ભસતાં કૂતરાંઓ પ્રત્યે હાથી જેમ નરાતાર નિસ્પૃહ હોય છે, તેમ વરૂ જેવા એ પેટભરૂ પત્રકારો તરફ પોતે બેદરકાર રહેતા. એ દુર્જનો જ્ઞાતિ–કોમ વિષે લેખો લખી પ્રથમ કુસંપ કરાવે છે, પક્ષ પડાવે છે અને પછી એક પક્ષના પોતે પક્ષકાર થઇ તેને છાપરે ચડાવે છે ને બીજાને નિંદાથી નીચા પાડવા મથે છે. એટલેથી ન ધરાતાં નનામા લેખો લખી તેમનું નામ વગોવે છે! લડાઇના રસિયા લોકો હોંસેહોંસે રકાસ અને રસાકસી ભર્યું લખાણ વાંચે છે અને પરિણામે પત્રકારોનો ધંધો ધીકતો ચાલે છે. પત્રકારોની આવી આપખુદ નીતિથી કાનજી શેઠ વાકેફ હોઇ, તેમને છાંયડે ઉભા રહેવામાં પણ પોતે પાપ સમજતા. તે ઝેરીલાં લખાણ નાપસંદ કરતા; એટલું જ નહિ, પણ એવા લેખો જ્ઞાતિ, કોમ અને દેશની પાયમાલી કરનારા લેખતા. પોતે સારી પેઠે સમજતા, કે મકાન ચણવું મુશ્કેલ છે, પણ પાડવું કાંઇ મુશ્કેલ નથી, અગ્રેસરોની નિંદા કરનારા લેખો વાંચી, મૂર્ખ સમાજ એક તરફી દોરવાઇ જઇ આગેવાનો તરફ અણવિશ્વાસની નજરે જુએ છે અને તેમની નિંદા કરવા મંડી પડે છે. આથી અગ્રેસરો કંટાળે છે અને જ્ઞાતિ, કોમ કે દેશનાં કાર્યોથી અલગ થઇ જાય છે. આ રહસ્ય કાનજી યથાર્થ રીતે સમજતો હોવાથી તેમની પાસે જે કોઇ જાય, તેમને તે એમજ કહેતો કે એ પત્ર કહાડનાર કોણ છે? તેની નીતિ રીતિ કેવી છે? તેનો અભ્યાસ અને સ્થિતિ કેવાં છે તથા તેનો સ્વભાવ કેવો છે, એ પ્રથમ સમજો અને

પછી જ તેના લખાણુની કિંમત કરો. કાનજી શેઠનું કહેવું સુજ્ઞ જનો સમજી જતા અને છાપાનાં અધમ લખાણોથી કર્ત્તવ્યભ્રષ્ટ થતા અટકતા.

નિત્યના નિયમ પ્રમાણે તેના હાથમાં આજે પણ સાંજવર્તમાન હતું અને તેમાંના ઉપયોગી લેખો વાંચવામાં તે નિમગ્ન થએલો દેખાતો હતો. એવામાં એની જ જ્ઞાતિનો દેવજી નામનો એક શ્રીમંત છતાં જુના વિચારનો અને પક્વ વયનો યુવાન, જે એનો ઓળખીતો હતો, તે ત્યાં આવી ચઢયો. તેણે કાનજીને સંબોધીને કહ્યું:

"કેમ કાનજીશેઠ, શું વાંચો છો ?"

કાનજીએ વર્તમાનપત્રમાંથી માથું ઉંચું કરી, દેવજી સામે જોયું અને પોતાની પાસે બાંકપર બેસવા માટે હાથનો ઇશારો કરતાં કહ્યું: "આવો દેવજીશેઠ! આજ અચાનક તમે વળી અહીં કયાંથી આવી ચઢયા ?"

દેવજીએ કાનજીની વિનંતિનો સ્વીકાર કર્યો અને તે તેની પાસે બાંકપર બેઠો. પછી બોલ્યો: "શેઠ, મને ફરવાનો શોખ નથી. આજે તો વાલકેશ્વરમાં એક ગૃહસ્થ પાસે ઉઘરાણી કરવા નિમિત્તે નિકળ્યો હતો અને વિચાર થયો, કે લાવને જોતા જઇએ, કે નવરા લોકો અહીં શું કરે છે? ત્યાં તો તમારાપર નજર પડી."

"ભૂલો છો, દેવજીશેઠ!" કાનજીએ દેવજીની ભ્રાંતિ દૂર કરવાના ઉદ્દેશથી કહ્યું : "અહીં આવનાર બધા જ નવરા છે, એવું માનવાને કંઇ જ કારણ નથી. આપણે તો માત્ર પૈસાની પ્રાપ્તિમાં જ સુખ માન્યું છે. કોની પાસે કેટલા લાખ છે, એ તરફ જ આપણું ધ્યાન! તે કેટલું કમાયો, એ તરફ જ આપણી નજર, પણ કમાણીનો કેટલો ભાગ કેવા સત્કાર્ય પાછળ ખર્ચ્યો, એનો આપણને ઝાઝો વિચાર થતો નથી. પૈસો પેદા કરવો, એ જેમ આવશ્યક છે, તેમ તેને સાચવવો, તે એથી પણ વધારે જરૂરી છે; પરંતુ સૌથી અગત્યની વાત તો દ્રવ્યનો સન્માર્ગે વ્યય કરવો, એ છે. જે કમાઇ જાણે છે,

છતાં ખર્ચી જાણતો નથી, તેવા ધનિકને હું તો નિર્ધન માનું છું. મેં તો અનેક વર્ષ પહેલાં એક ઉર્દુ કવિનાં વચનો હૃદયમાં કોતરી રાખ્યાં છે, કે જે વચનામૃતે મારા જીવનપર ભારે અસર કરી છે."

"કાનજી શેઠ! મને એ ઉર્દુ કવિનાં વચનો કહો." દેવજીએ જીજ્ઞાસા જણાવી અને વધારામાં ઉમેર્યું, કે "બીજાની વાત શા માટે કરૂં? મારા જેવાય તમે કહ્યું તેમ માત્ર ધન પ્રાપ્તિમાં જ જીવનનું ધનભાગ્ય માને છે. જાણે પૈસો મળ્યો એટલે પ્રભુ મળ્યા! રાત દિવસ એની જ ઝંખના અને એની જ ફીકર; એની જ વાતો અને એના જ વિચાર! જાણે ધનમાં જ જીવનનું સર્વસ્વ ન સમાયું હોય. એમ ઘણા સમજે છે અને હું પણ સમજું છું. ખોટું ન લાગે તો એક વાત કહું? તમે દરરોજ ફરવા આવો છો; તેથી આપણી જ્ઞાતિમાં તમારી નિંદા થાય છે. માફ કરજો: કેટલીકવાર તો હું પણ તેમાં સામેલ થાઉં છું. ભલા, એ તો ઠીક, પણ પેલા ઉર્દુ કવિનાં વચન તો કહો."

કાનજીએ દેવજીની વિનંતિનો સ્વીકાર કરી કહ્યું:

"તવંગરી બ દિલસ ન બ માલ;
બુઝોરગી બ અક્કલસ ન બ સાલ."

'પણ એમાં હું તો કંઇ ન સમજ્યો—અરે એ શબ્દો પણ મારાથી તો ન બોલી શકાય, એવા અટપટા લાગ્યા! મને એનો માયનો ન સમજાવો?'

દેવજીની અર્થ સમજવાની જીજ્ઞાસા જાણીને કાનજીએ કહ્યું: 'બુઢ્ઢાપણું ઉમ્મરમાં નથી, પણ અક્કલમાં છે અને તવંગરપણું પૈસામાં નથી, પણ દિલમાં છે. મતલબ કે બાર વર્ષનો બાળક જો બુદ્ધિમાન હોય તો તે સાઠ વર્ષના મૂર્ખ કરતાં મોટો છે. એવી જ રીતે દિલાવર દિલનો પાંચ હજારનો આસામી પાંચ કરોડના કૃપણ કરતાં વધારે તવંગર છે. કવિતાનું રહસ્ય આ છે. જેઓ માત્ર વર્ષોથી

પોતાને મોટા માને છે, તેઓ મહાન મૂર્ખ છે અને જેઓ પૈસાથી જ પોતાને શ્રીમાન સમજે છે, તેઓ મૂર્ખના સરદાર છે. પૈસો પ્રાપ્ત કર્યો, પણ જો તેનો લ્હાવો લેતાં ન આવડયો તો તે મળ્યો કે ન મળ્યો, એ બધું સરખું જ છે. જુઓને, આપણી જ જ્ઞાતિમાં પેલા વરજાંગ શેઠ કરોડપતિ ગણાય છે; છતાં તે કૃપણ હોવાથી પ્રાતઃકાળે તેનું નામ પણ લેવા કોઇ તૈયાર હોતું નથી અને કરસનજી શેઠ પાસે માત્ર બે લાખની મુડી છે, છતાં તેની સર્વત્ર વાહવાહ બોલાય છે.'

'અરે! વરજાંગનું નામ તમે કયાં લીધું! હું હજુ જમ્યો પણ નથી. એ તો ધનનું રખવાળું કરવા અવતરેલો કાળો નાગ છે. એને અંગે કોઇ દિવસ તમે ધોબીનાં ધોએલાં કપડાં દીઠાં? અરે! શાકભાજી ખાવાના પણ જાણે સોગન ન લીધા હોય! જીદંગીભરમાં ભાગ્યે જ તેણે પાંચ પૈસા ખર્ચ્યાં હશે' દેવજીએ વરજાંગ શેઠ પ્રત્યેનો પોતાનો અણગમો જાહેર કર્યો.

'હું પણ એજ કહું છું, કે આપણી જ્ઞાતિમાં વરજાંગ શેઠ જેવા શેઠિયાઓનો તોટો નથી. કોઇ મોટો વરજાંગ હોય તો કોઇ નાનો; તેથી શું થયું? તેની પાસે કરોડો રૂપિયા છે અને તે જેમ કૃપણ ગણાય છે, તેમજ જેની પાસે પાંચ લાખ હોય અને જો તે તેનો સુવ્યય ન કરે તો તે નાનો વરજાંગ જ ગણાય.' કાનજીએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો અને વિશેષમાં કહ્યું: 'દેવજીશેઠ, કરસનજી શેઠ જેવા દિલાવર દિલના આત્માઓ જ ખરા શ્રીમાન છે. તેમનું જીવન જ લેખે છે. તેમણે જ્ઞાતિના ઉદ્ધાર માટે પાઠશાળા અને કન્યાશાળા સ્થાપી; બોર્ડિંગ પાછળ પણ સારો સેવાફાળો આપ્યો, દીન દુઃખિયાની આંતરડી પણ પોતે કેવી ઠારે છે? કોઇ અનાથ પામર વિધવા તેને આંગણે જાય તો તે જવલ્લે જ નિરાશ થાય. કોઇ નમાયું બાળક તેને ત્યાં જાય તો તે મદદ મેળવ્યા વગર ન જ રહે. તેણે અનેક દીનદુઃખિયાંના આશીર્વાદ લીધા છે; એટલું

જ નહિ, પણ આપણા ઘણાય જ્ઞાતિબાંધવોને ધંધે લગાડવા જરૂરી સહાયતા કરી છે. આપણી જ્ઞાતિની સારબાઇ વટલાઇ ગઇ, તેથી કરસનજી શેઠને બહુ જ માઠું લાગ્યું. એમાં તેમણે પોતાનો જ દોષ જોયો; કેમકે જો તે બાઇને મદદ મળી હોત તો તે વિપથગામી બનત જ નહિ. તે બાળવયમાં વિધવા થઇ, તેનાં માબાપ ગરીબ અને સાસુ શંખણી જેવી; પરિણામે તે ભ્રષ્ટ થઇ અને મુસ્લમાનને પનારે પડી."

સારબાઇ દેવજીની દૂરની સગી હતી. તે બાઇની વાત એને જરાય ગમી નહિ. તે તો એમાં સારબાઇનો જ દોષ દેખતો હતો. કાનજી તેને ગુન્હેગાર ગણતો નથી, એ તેને ગમ્યું નહિ; તેથી તેણે એ વાત ટૂંકામાં પતાવવા કહ્યું, કે "પાંજે કુરો ?" (આપણે શું ?)

"પાંજે કુરો ?" કાનજી ઉશ્કેરાયો. તેણે સહજ આવેશમાં આવી જઇ કહ્યું: "દેવજીશેઠ, 'પાજે કુરો' એ ભાવનાથી જ આપણી જ્ઞાતિની અને આપણા દેશની ખાનાખરાબી થઇ ગઇ છે. જે માનવી પોતાનાં સ્વજન કુટુંબ, જ્ઞાતિ અને સ્વદેશના દુઃખમાં દુખિયો થતો નથી અને પોતાનાં સાધનોનો કે શકિતનો તે ખાતર સદુપયોગ કરતો નથી અને 'પાંજે કુરો' કહી બેસી રહે છે, તે પૃથ્વિપર ભારરૂપ જ ગણાય છે. 'પાંજે કુરો' એ ભાવના જ જીવનનો વિનાશ કરનારી છે. જેમ સંગ્રહણીનો વ્યાધિ લાગુ પડતાં દેહના હાડપિંજરનો માળો જીર્ણ થઇ જાય છે, તેમ દિલમાં 'પાંજે કુરો ?'ની ભાવનાનો ક્ષુલ્લક કીડો સળવળતાં જ જીવનને સંગ્રહણી જેવો અસાધ્ય વ્યાધિ લાગુ પડયો એમ સમજવું, આજકાલ તો પડોશમાં કોઇ માંદું પડે તો કહેશે 'પાંજે કુરો ?' કોઇ બાળવિધવા ભ્રષ્ટ થતી હોય તો ઠંડે કલેજે કહેશે કે 'પાંજે કુરો ?' શકિત છતાં સાધન વિના કોઇ વિદ્યાર્થી ભણી ન શકતો હોય તો કહેશે કે 'પાંજે કુરો ?' કોઇ

જ્ઞાતિબન્ધુ સાધન સિવાય ધંધો કરી શકતો ન હોય તો કહેશે કે 'પાંજે કુરો ?' કોઇ પટેલ કે અમલદાર જુલ્મ કરતો હોય તો કહેશે કે 'પાંજે કુરો ?' આવી ભાવનાને હું જીવલેણ અસાધ્ય વ્યાધિ સમજું છું.

કાનજીએ પોતાના સિદ્ધાંતને સુદૃઢ કરવા માટે નીચેની એક કચ્છી કાફી ગાઇ સંભળાવી:-

## રાગ ભેરવી-ત્રીતાલ

(પામ્યો પામ્યો પદમણી નાર રે-એ ચાલ)

"પાંજે કુરો" ઇંય ચોંધે ન વિચાર્યો રે;
પાણુ પિંઢજી ફરજ વિસાર્યો—પાંજે

ભાવર ભેનરૂં ડિઠોંરે ડુખીયા,
પિંઢજા સમજી ન કેંયોં સુખીયા;
બરંધી આગ ન ઠાર્યોં રે, પાણુ—૧

જુકો સત્તાજે મધમેં મત્તા અંઇ,
કુખાજ ખાધે મેંજ રત્તા અંઇ;
(તેંકે) જુલ્મેં મિંજા ન વાર્યોં રે, પાણુ—૨

ઢીંગલેજી લાલચમેં પેઆસીં,
ઢોરેંથી પણ પાણુ વેઆસીં;
(વલે) વતનકે ધિલમેં ન ધાર્યોં રે, પાણુ—૩

હિકડો પે ને હિકડી જ મા અય,
મિણીજો માલેક જગજો રા' અય;
(ઇ) મરમ કડેં ન સંભાર્યોં રે, પાણુ—૪

પિંઢજે ભાવરેં કેજ ભનાયોં,
ખોટા લિખત કરે ઉનીકે ડનાયો;
મથે રેઇને માર્યોંરે પાણુ—૫

જુલ્મીએંકે પાણુ ટિકાયોં,
ગુના ઉનીજા પાણુ લિકાયોં;
અભરેં કમેથી ન ટાર્યોંરે, પાણુ—૬

"શિવ" ચે હેકલ પેટા થેઆસીં,
સચ્ચે ધરમતેં પાણુ ન રેઆસીં;
ન તર્યાસીં કેંકે ન તાર્યોંરે, પાણુ—૭

**ભાવાર્થ—**

'આપણે શું' એમ કહેતાં વિચાર ન કર્યો.

આપણે આપણી ફરજ વિસારી.

ભાઇ બ્હેનોને દીન દુઃખિયાં દીઠાં, (તેમને) પોતાનાં સમજી સુખી ન કર્યાં, બળતી આગ ઠંડી ન કરી—૧

જેઓ સત્તાના મદમાં છકેલા છે, અખાદ્ય (લાંચ રૂશ્વત)માં અનુરક્ત છે, (તેમને) જુલ્મો કરતા રોકયા નહિ—૨

પૈસાની લાલચમાં પડયા, પશુઓથી પણ આપણે ગયા, (વહાલા) વતનને દિલમાં ધારણ ન કર્યું—૩

એક પિતા અને એક જ માતા છે. બધાનો માલિક જગતનો રા. (સ્વામી) છે.

(એ) રહસ્ય કયારેય (પણ) ધ્યાનમાં લીધું નહિ—૪

પોતાના ભાઇઓને બનાવ્યા, ખોટાં લખત કરી તેમને દંડાવ્યા, માથે રહીને મારનાર થયા--૫

આપણે જુલ્મગારોને ટકાવ્યા, તેમના દોષ આપણે છૂપાવ્યા, તેમને ખરાબ કામોથી દૂર ન કર્યા—૬

'શીવ' કહે છે કે આપણે એકલપેટા થયા, સત્ય ધર્મપર ન રહ્યા; ન તર્યા, ન કોઇને તાર્યા—૭

દેવજીના દિલ ઉપર આ કચ્છી કાફીની ભારે અસર થઇ. તેણે કહ્યું: " કાનજી શેઠ! તમે કહો છો એમ જ છે, આપણી જ્ઞાતિ અને સ્વદેશ જો પાયમાલ થયાં હોય તો તે એ અધમ ભાવનાને લીધે જ. તમે એ ભાવનાને સંગ્રહણી જેવા અસાધ્ય અથવા જીવલેણ વ્યાધિની ઉપમા આપો છો, તે અક્ષરસઃ સત્ય છે. પ્રત્યેક કચ્છીએ એ કાફી કંઠસ્થ કરવી જોઇએ અને તેનું સદા સ્મરણ રહેવું જોઇએ. કર્ત્તવ્યથી વંચિત કરનારી 'પાંજે કુરો'ની ભ્રમમૂલક ભાવના જો લાંબો કાળ ટકી રહેશે તો કચ્છી પ્રજા વિનાશ પામશે, એમાં મને મુદ્દલ પણ શંકા રહેતી નથી. મને જો એ કાફી આપ કાગળપર ઉતારી આપો તો હું તે મોઢે કરીશ; એટલું જ નહિ, પણ તેને છપાવીને કચ્છી પ્રજામાં મોકળા મને તેનો પ્રચાર કરીશ. "

કાનજીએ તુરત જ તેની માગણી પ્રમાણે કચ્છી કાફી લખી આપી અને ગાવાની ઢબ પણ બતાવી. અને વિશેષમાં કહ્યું કે " દેવજી શેઠ! 'પાંજે કુરો?' કહેનારા માનવી, જીવન અને પ્રાપ્ત થયેલા સાધનો વૃથા ગુમાવે છે. ' એ ભાવના જીવન વિનાશક છે.' એમ પ્રત્યેક માનવે નિર્વિવાદ સમજી લેવું જોઇએ; એટલું જ નહિ પણ નાના બાળકોનાં અંતઃકરણ કોમળ હોય છે, તેથી તેમને પણ અત્યારથી જ આવા સંસ્કાર પાડવા જોઇયે. મેં તેને માટે એક ચિત્ર તૈયાર કરાવેલ છે. એ પ્રત્યેકે પોતાના ઘરમાં કે પેઢી પર મઢાવી રાખવું જોઇએ અને જ્યાં સુધી રોગ ન મટે ત્યાંસુધી રોગી જેમ દવા પીએ છે તેમ જ્યાં સુધી ' પાજે કુરો ?'ની ભાવના નષ્ટ ન

## (૨) પાંજે કુરો ?



કર્તવ્ય વિમુખ શ્રીમંતો કહે છે "પાંજે કુરો ?" (આપણે શું)

થાય ત્યાંસુધી એ ચિત્ર સાચા એક આદર્શ તરીકે નજર સામે રાખવું જોઇએ."

## ચિત્ર પરિચય

દેવજીએ કહ્યું "કૃપા કરી મને એ ચિત્ર દેખાડશો ?"

કાનજીએ ચિત્ર દેવજીને દેખાડયું અને તેની સમજ આપતાં કહ્યું કે,

"ગાદી પર બેઠેલો એક શ્રીમંત છે અને તેની પાસે જે યુવાન ઉભો છે, તે એક દેશભક્ત છે. તે રસ્તામાં રખડતા રંકો તરફ શેઠજીનું ધ્યાન ખેંચે છે, ત્યારે તે બેદરકાર શેઠ કહે છે કે 'પાંજે કુરો ?' (આપણે શું ?)

દેશમાં નિરાધાર બાળકો, અનાથ બાળ વિધવાઓ, કામ ધંધા વગરના બેકાર મજુરો, માંદાઓ અને અપંગો પ્રત્યે સાધનસંપન્ન શ્રીમાનો કેટલા બેદરકાર છે ! તેની પ્રતીતિ કરાવનારૂં આ ચિત્ર છે. જ્યાં સુધી શ્રીમંતો પોતાની ફરજ ન સમજે અને પૈસાનો સદુપયોગ કરતાં તેમને નહિ આવડે ત્યાં સુધી દેશની દુર્દશા દૂર થવાની જ નથી. લક્ષ્મી—ચંચલ છે, પરોપકારનાં કાર્યોમાં તેનો વ્યય કરવો એમાં જ લક્ષ્મી સંચયની સફળતા છે. આ સત્ય વાત શ્રીમંતોને સમજાશે અને માનવજીવનને દુર્લભ માની માનવ—બાંધવો અને બ્હેનોના ઉદ્ધાર માટે છૂટે હાથે પૈસા ખર્ચશે ત્યારે જ દેશની ઉન્નતિ થશે."

દેવજીએ કહ્યું : કાનજી શેઠ ! આ ચિત્ર જો મને આપો તો હું એનો બ્લોક કરાવી સારા ગ્લેઝ કાગળ ઉપર તે છપાવીને હું તો મારે ઘેર અને વખારે મઢાવીને મૂકીશ અને વહેંચીશ. જેઓ મઢાવીને પોતાને ઘેર કે દુકાને રાખશે તેને જ તે આપીશ. મને લાગે છે કે કચ્છી કાફી તો જેને ગાતાં આવડશે તે જ ગાશે, પણ આ ચિત્ર ઉપર તો જેની નજર પડશે તેને 'પાંજે કુરો ?' રૂપી સંગ્રહણીનો વ્યાધિ નજરે પડશે અને તેનાથી તે બચશે."

કાનજીએ દેવજીની માગણી સ્વીકારી અને ચિત્ર તેને સ્વાધીન કર્યું. એટલામાં એક ગંડેરીવાળાએ તેમનું ધ્યાન ખેંચ્યું. તે ગયો ને વળી નારિયેળવાળો આવ્યો. તેની પાસેથી પણ કાંઇ લીધું નહિ અને તે ગયો કે તુરત ચંપી કરનારો આવી પહોચ્યો કાનજીએ તેને પણ નિરાશ કર્યો દરમ્યાન દેવજીએ કચ્છી કાફી મોંઢે કરવા માંડી હતી અને એકાએક તેને કાંઇક સુઝી આવ્યું હોય, તેમ તે બોલ્યો: " કાનજી શેઠ! 'પાંજે કુરો 'ની ભાવના તમે અધમ કહો છો, એ વાત તો જાણે મારે ગળે ઉતરી, પણ મને તો આપણી જ્ઞાતિ અને આપણા દેશ માટે અતિશય કડવો અનુભવ થયો છે. તમે તેમને માટે ગમે તેટલું દ્રવ્ય ખર્ચો કે ભલમનસાઇ વાપરો, પણ તેની કદર કયાં થાય છે? પરિણામે જ 'પાંજે કુરો' કહી મન મનાવી લેવાય છે "

દેવજીના પ્રશ્નનો જવાબ આપતાં કાનજીએ કહ્યું: " તમારૂં કહેવું વિચારવા જેવું છે. જ્ઞાતિ અને દેશમાં ' પાંજેકુરો' જેવોજ તેનો જોડીદાર એક અસાધ્ય વ્યાધિ અસ્તિત્વ ધરાવે છે અને તેનું નામ ' થિઓ કુરો?' કોઈ ધનપતિ ધર્મશાળા બંધાવે તો લોકો કહેશે કે ' થિઓ કુરો?' જો કોઇ ધર્મિષ્ટ ધનિક મંદિર કે સ્થાનક, પાઠશાળા કે છાત્રાલય અથવા દવાખાનું કે પાંજરાપોળ બંધાવે તો લોકો કહેશે કે ' થિઓ કુરો?' આવી ભાવનાથી દાનવીરોના ભાવ અને ઉત્સાહ મંદ પડી જાય છે અને આ કારણથી જ ' થિઓ કુરો 'ની ભાવનાને હું ક્ષયના અસાધ્ય વ્યાધિ તરીકે માનું છું. જે જ્ઞાતિ કે દેશની વ્યક્તિઓ ઉપકારીનો ઉપકાર માનવાને બદલે ' થિઓ કુરો?' કહે છે, તે દેશ કે જ્ઞાતિની પાયમાલી થતાં વાર લાગતી નથી. આજકાલ પશ્ચિમના પવનની અસર આપણા દેશમાં પણ થવા લાગી છે. હિંદમાં પ્રથમ કર્ત્તવ્યની લાગણી હતી તે હવે પશ્ચિમની અસરથી હક્કની માગણી થવા માંડી છે. જે કર્ત્તવ્યની માગણી કરે તે જ હક્કની માગ

ણીનો અધિકારી ગણાય છે. કર્ત્તવ્યની માગણીમાં પ્રેમ છે, ધર્મ છે અને હક્કની ભાવનામાં મોહ છે, કલેશ છે. આજકાલ સ્ત્રીઓ પોતાના હક્ક લેવા મેદાને પડી છે, મજુરો પોતાના હક્ક માગવા તૈયાર થયા છે અને પ્રજા રાજા સામે હક્કની લડત જગાવી રહી છે. જ્યારે હક્કની ભાવના દિલમાં પ્રવેશ કરે છે, ત્યારે કદર કરવાની વૃત્તિ મંદ પડે છે અને જાણે સામો ધણી આપણાપર ભલાઇ કરે તે તેની ફરજ જ હોય એમ મનાય છે અને પછી 'થિઓ કુરો?' એમ કહેવાઇ જવાય છે. ખરી રીતે તો એક પાણીનો પ્યાલો કોઇ પાય તો પણ તેનો આભાર માનવો જોઇએ. વ્યક્તિ માત્રને એમ જ લાગવું જોઇએ, કે બીજાની વસ્તુ વાપરવાનો મને શો હક્ક છે? અને જો મારાપર કોઇ ઉપકાર કરે તો મારે તેનો પુરેપુરો બદલો વાળવો જ જોઇએ. આંબાને પાણી પાઓ તો તે અમૃત સમાન મધુર ફળ આપે, ગાયને ઘાસ નીરો તો તે મીઠું દૂધ આપે અને ધરતીમાતાને એક કણ આપો તો બદલામાં તે હજારો કણ અર્પે છે. માનવીએ પણ ઉપકારનો બદલો અવશ્ય વાળવો જોઇએ, એવું આ દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે; છતાં આજકાલ શું જોવાય છે? પુત્ર પિતા પાસે, પત્ની પતિ પાસે. નાનોભાઇ મોટાભાઇ પાસે, નોકર શેઠ પાસે અને પ્રજા રાજા પાસે ફક્ત હક્કની જ યાચના કરતા નજરે પડે છે; જ્યારે પૂર્વે તો ભારતમાં પુત્ર, પત્ની, નાનોભાઇ, નોકર અને પ્રજા કર્ત્તવ્યની જ માગણી કરતાં અને તેમાં જ પોતાનું કલ્યાણ સમજતાં; તેથી જ પૂર્વની આપણી વંદ્ય વિભૂતિઓ—શ્રી રામચંદ્ર, ભિષ્મ. ભીમ. અર્જુન તથા સીતા, દમયંતી અને દ્રૌપદી આદિ કર્ત્તવ્યનિષ્ટ આત્માઓનાં યશોગાન અદ્યાપિ પર્યંત થયા જ કરે છે. શ્રીરામચંદ્રને વનવાસનો પ્રસંગ આવ્યો, ત્યારે તેમણે રાજ્યના હક્કની માગણી પોતાના પિતા પાસે કરી નહોતી. સાન્તનુ રાજાનો સુપુત્ર ગાંગેય (ભિષ્મ) પિતાને ખાતર નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યો. ભીમ અને અર્જુન તેમના વડિલબંધુની સેવામાં સ્વર્ગ પ્રાપ્તિ સમજવા લાગ્યા. સીતાદિ સતીઓ હક્ક માટે

ક્લેશ કરતી નહોતી, ફક્ત ફરજ માટે જ પ્રાણ પાથરતી હોવાથી આજસુધી તેમનાં પ્રાતઃસ્મરણીય નામ ઘેરઘેર ગવાય છે. જે કર્ત્તવ્યનિષ્ઠ છે, તેને આપોઆપજ હક્ક આવી મળે છે. ખેડુત જમીન ખેડી તેમાં વાવણી કરે છે તો અનાજના ભોગવટાનો હક્ક તેને કુદરતી રીતે જ પ્રાપ્ત થાય છે. મતલબ કે જે લાયક છે, તેને હક્ક માગવાની જરૂર જ પડતી નથી. વર્તમાનકાળમાં શાન્તિને બદલે ક્રાન્તિ અને કલેશ દ્વેષાદિ જે દૃષ્ટિગોચર થાય છે, તેનું કારણ પણ આ હક્કની જ મારામારીનું છે. માણુસ જો પોતાની ફરજ પર જ મુસ્તાક રહે તો અશાન્તિ કે કલહકંકાસનું નામ નિશાન પણ રહેવા ન પામે. કોઇ વિદ્વાન વિદ્યાદાન કરે અને આપણે કહીએ કે 'થિઓ કુરો ?' કોઇ દાનવીર ધનનું દાન કરે અને આપણે કહીએ કે 'થિઓ કુરો ?' તો આપણે સમજવું કે જરૂર કર્ત્તવ્યભ્રષ્ટ થયા છીએ. કોઇ સારી શિખામણ આપે કે હિતકારી વચનો સંભળાવે તો તેનો ઉપકાર માનવો જોઇએ અને તેનો બદલો વાળી આપવાની અભિલાષા ઉત્પન્ન થવી જોઇએ. કોઇ શ્રીમંત પોતાની લક્ષ્મીનો આપણને લાભ આપે તો તેનો ઉપકાર માનવો જોઇએ અને તે ઋણ અદા કરવાની વૃત્તિ ઉદ્દભવવી જોઇએ. જોતા હશો કે અંગ્રેજો ડગલે ને પગલે 'થેંક્યું' શબ્દનો ઉપયોગ કરે છે, એ તેમની દિલની દાનાઇ બતાવે છે. જે અણુસમાન ઉપકાર, પર્વત સમાન લેખે છે અને તેનો બદલો દેવાની વૃત્તિ રાખે છે, તે પ્રજાની ઉન્નતિ થયા સિવાય રહેતી નથી.

કૃતજ્ઞતા અને કૃતઘ્નતા એ બેમાં આસમાન જમીન જેટલું અંતર છે. કૃતજ્ઞતા એટલે ઉપકાર જાણવો અને કૃતઘ્નતા એટલે થએલા ઉપકારને વિસારવો કે વણસાડવો. કૃતજ્ઞી દેવપુરૂષ જેવા દેખાય છે, ત્યારે કૃતઘ્ની કાળરાક્ષસ જેવો લાગે છે–તે પુચ્છ વિનાના પશુ જેવો જણાય છે. કચ્છી પ્રજા ક્રમેક્રમે કૃતજ્ઞીને બદલે કૃતઘ્ની થતી જાય છે અને તેથી જ તે વિનાશને પંથે વિચરતી જણાય છે–તેથી જ તેને મુખે 'થિઓ કુરો?' જેવા ઉદ્દગારો નીકળે છે. એ વૃત્તિને હું

ક્ષયરોગ સમાન જીવલેણ દર્દ જેવી સમજું છું. આ વિષે હું એક બીજી કચ્છી કાફી સંભળાવું છું તે ધ્યાનપૂર્વક સાંભળોઃ-

## રાગ ભૈરવી-ત્રિતાલ

(પામ્યો પામ્યો પદમણી નાર રે—એ ચાલ)

ઉ પાપજે પથમેં પેંતારે, જુકો 'થીઓ કુરો?'
'થીઓ કુરો?' ચેંતા
હાંરે જુકો 'થીઓ કુરો?' 'થીઓ કુરો?' ચેંતા—ઉ.

પરોપકાર કરે કો પ્રીતેં,
(તેંજો) ન કરીં આદર સારી રીતેં;
'ઢોરે' જીંય જીએંતારે—જુકો ૧

ભાગ્યવંત કો ખારાયે ખંતેં,
ખાઈને ખલ્લા ડીં અંતેં;
સામા ડોસ ડીએંતારે—જુકો ૨

કેંજો ભલો ન ભાંઇ ધિલમેં,
ખુટ્ટલ ઉડાંઈ બેંકે ખિલમેં;
ભુછડાઇ કેલા ભમેંતા રે—જુકો ૩

'ઘા' ખાઇ 'ગોં' સુખમેં રે'તી,
બદલેમેં મીઠે ડુધકે દેતી;
બોધ ન 'ગોં' જો ગીનેંતારે—જુકો ૪

શીત તાપ નીત 'આમું' સે'તો,
પાણી બદલે 'અમૃત' દેતો;
'અંધા'સે ન ડીસેંતારે—જુકો ૫

કણુજે બદલે હજાર કણુ દે,
'પૃથ્વી' પીંઢજે પથકે ન છડે;
ઉનજે પગલે ન હલેંતા રે—જુકો ૬
કુલણુ મંજીએ પીંઢકે 'કુટરા,'
બેંકે સમજેં જગમેં 'અભરા;'
કરીં ગાલીઉં જેંતા તેંતારે—જુકો ૭
'ફરજ' ને 'હક્ક' કે સમાન ગણીએ,
'હક્ક' લા 'કૃતઘ્ન' ગુણુકે હણીએ;
ધર્મજા મર્મ ભુલેંતારે—જુકો ૮
દુર્લભ ભવકે લેખે ન લગાઈ,
સમજણુ વિણુ વૃથા જંગ જગાઈં;
'શિવ' ચે ફોકટ ફુલેંતારે—જુકો ૯

**ભાવાર્થ—**

તેઓ પાપના પથમાં પડે છે, (કે) જેઓ 'થયું શું?' થયું શું? એમ કહે છે.

કોઇ શુદ્ધ ભાવથી પરોપકાર કરે, (તેમનો) સારી રીતે સત્કાર કરતા નથી, તે પશુની પેઠે જીવે છે—૧

કોઇ ભાગ્યવંત ખંતથી ખવરાવે (તો) ખાઇને અંતે ખાસડાં મારે (અને) સામાને દોષ દે છે—૨

કોઇનું ભલું દિલમાં આણુતા નથી, ઉલટા (તેઓ) બીજાઓને હાસ્ય કરી ઉડાવે છે અને ખરાબી કરવાને ફરતા ફરે છે—૩

ઘાસ ખાઇને ગાય સુખમાં રહે છે, બદલામાં મીઠું દૂધ આપે છે. ગાય પાસેથી પણ બોધ લેતા નથી—૪

આંબો હમેશાં ટાઢ તડકો વેઠે છે અને બદલામાં પાણીને બદલે અમૃત આપે છે. આંધળાઓ તે દેખતા નથી—૫

એક કણને બદલે હજાર કણ દેનારી પૃથ્વી પોતાના પથને મૂકતી નથી. તેને પગલે પણ ચાલતા નથી—૬

ફુલણુ પોતાને સારા માને છે અને બીજાઓને જગતમાં ખરાબ સમજી, જેની તેની વાતો કરે છે—૭

ફરજ અને હકને સરખાં ગણી, હકને વાસ્તે કૃતઘ્ન ગુણને હણે છે અને ધર્મનો મર્મ ભૂલે છે—૮

દુર્લભ માનવજીવનને લેખે નથી લગાવતા અને સમજ્યા વિના ખાલી જંગ મચાવે છે. 'શિવ' કહે નકામા તે કુલાય છે—૯

" કાનજી શેઠ ! આ કાફી પણ મને લખી આપો. એની પણ હજારો પ્રતો છપાવી હું પ્રભાવના કરીશ. 'થિઓ કુરો'ની અધમ વૃત્તિ ક્ષયના અસાધ્ય જીવલેણ રોગ સમાન છે, એમ મને સ્પષ્ટ દેખાય છે. 'પાંજે કુરો ?' ને 'થિઓ કુરો ?' એ બે પ્રકારના દર્દ જો નાશ પામે તો મને લાગે છે, કે આપણી જ્ઞાતિ, બલ્કે આપણો સમગ્ર દેશ ઉન્નત દશાને પામે. આજના તમારા શુભ સમાગમથી મારા મનનું સમાધાન થયું છે. હવેથી જ્ઞાતિમાં કોઇપણ બાળલગ્ન, કન્યાવિક્રય કે વૃદ્ધલગ્ન કરશે તો 'પાંજે કુરો' કહીને હું બેસી નહિ રહું. જ્ઞાતિનો કોઇપણ બાળક કે કન્યા સાધનને અભાવે અભણ રહેતાં હશે તો 'પાંજે કુરો ?' કહીને હું ફરજભ્રષ્ટ નહિ થાઉં. જ્ઞાતિની કોઇપણ નિરાધાર વિધવાને દુઃખી દેખીને, કે તેને અવળે માર્ગે ચડતી જોઇને 'પાંજે કુરો ?' નહિ કહું, પણ તેમને માટે મારાથી બનતું કરી છૂટીશ. એ જ પ્રમાણે કોઇપણ વિદ્વાનનો સુબોધ સાંભળી કે કોઈપણ શ્રીમાનના દ્રવ્યનો સદ્વ્યય થતો જોઇ 'થિઓ કુરો ?' કહી અધર્મી નહિ બનું, પણ તેમના પ્રત્યે માન અને ભકિતના ભાવથી જોઇશ. મારે માટે તો આપના આજના મેળાપથી અમૃત ચોઘડીઉં ઉગ્યું માનું છું. મને તમારી પાસેથી ઘણું નવિન જાણવાનું મળ્યું છે. હવે પછી પણ હું વારંવાર અનુકૂળતા મેળવીને

આપની પાસે આવતો રહીશ કે જેથી મને આપના સત્સંગ સુબોધનો લાભ મળે. ”

દેવજી શેઠ ! ‘ પાંજેકુરો ’ ના જેવું જ ‘ થીઓકુરો ’ નું એક ચિત્ર તૈયાર કરાવ્યું છે. તે જોવું છે ?

દેવજી તો એ સાંભળી ખુશ ખુશ થઇ ગયો. તેણે કહ્યું: ‘મારા મનમાં એ વિચાર આવ્યો હતો અને પૂછવાનું મન પણ થયું હતું પણ વચ્ચે અભિમાન રૂપી પર્વત આડે આવ્યો તેથી પૂછી ન શકયો. કૃપા કરી એ ચિત્ર પણ દેખાડો; ”

## ચિત્રપરિચય

કાનજીએ ‘ થીઓ કુરો ? ’ નું ચિત્ર દેખાડતાં કહ્યુ: ‘ આ ચિત્રમાં જે ખાદીની ટોપીવાળો ઉભો છે તેનું નામ પુનસિંહ છે. તે દેશભક્ત છે અને તેની પાસે હાથમાં લાકડી લઇ ઉભો છે તેનું નામ કચરો છે તે મજુરી કરી નિર્વાહ કરે છે. પુનસિંહ તેને એક શ્રીમંતે પરોપકાર્થે અનાથાશ્રમ, હોસ્પિટલ અને ધર્મશાળા બંધાવી છે, તે દેખાડે છે ત્યારે કચરો ઉત્તરમાં કહે છે કે ‘ થીઓ કુરો ? ’ ( થયું શું ? ) અર્થાત્ તે શ્રીમંતનો આભાર માનવાને બદલે ‘ થીઓ કુરો ? ’ કહી બેદરકારી બતાવે છે.

આથી સમજવાનું એટલું જ છે કે દેશની ઉન્નતિ માટે જેમ વિદ્યાની જરૂર છે, તેમ જ લક્ષ્મીની પણ જરૂર છે, જેમ વિદ્યા વિના ચાલે તેમ નથી, તેમ લક્ષ્મી વિના પણ નભે તેમ નથી. શ્રીમંતો અને વિદ્વાનોએ હળી મળી કામ કરવું જોઇએ. બન્ને દેશને ઉપયોગી છે એમ બન્નેએ સમજવું જોઇએ. આજે તો ભણેલાઓ એમ જ માને છે કે શ્રીમંતો દેશને શાપ સમાન છે ત્યારે શ્રીમાનો સમજે છે કે ભણેલાઓ દેશમાં ઝેરી ભાવના ફેલાવનારા છે ! આથી પરસ્પર વૈમનસ્ય થવા પામે છે. એમાં કાર્યસાધક દૃષ્ટિ રહેતી નથી જેમ ‘ પાંજેકુરો ? ’ ની ભાવના દુઃખદાયક છે. તેમજ ‘ થીઓ

કુરો ? ની વૃત્તિ પણ એવી જ ઘાતક છે. પ્રજાજીવનમાં એ બે દુઃખદાયક વ્યાધિઓ ઘર કરી બેઠી છે, તે જ્યાં સુધી જશે નહિ ત્યાંસુધી પ્રજા સુખી નહિ જ બને.'

દેવજીએ એ ચિત્ર પણ હાથમાં લીધું અને કહ્યું 'એ ચિત્રનો પણ બ્લોક કરાવી તે સારા ગ્લેઝ કાગળો ઉપર છપાવી-મઢાવી રાખીશ અને સ્નેહી વર્ગને તે ભેટ આપીશ.' આજે તો આપનો મારા ઉપર ભારે ઉપકાર થયો છે મારી આંખો આજે ઉઘડી ગઇ છે. આપનો આ ઉપકાર જીવનના છેલ્લા શ્વાસ સુધી હું નહી જ ભૂલું એ ખાત્રીથી માનજો. આજે તો બહુ વખત થઇ ગયો છે એટલે રજા લઉં છું'

એમ કહી દેવજી વાલ્કેશ્વર તરફ ગયો અને કાનજી ટેક્ષીમા બેસી માંડવી તરફ રવાના થયો.

પ્રિય વાંચનાર ! કાનજી અને દેવજીની ચર્ચામાંથી જો તમે એટલું સમજી શકયા હો કે 'પાંજો કુરો ?' અને 'થિઓ કુરો ? એ જીવનનાં અસાધ્ય જીવલેણ દર્દો છે અને તેને જેમ બને તેમ ગ્નાતિ અને દેશમાંથી હાંકી કાઢવા જોઇએ, તો હું માનીશ કે કાનજી અને દેવજી વચ્ચેનો આ સંવાદ તમારી પાસે રજુ કરવામાં હું સફળ થયો છું

તમને જો આ સંવાદ ગમ્યો હોય અને તેમાંથી ગ્નાતિ અને દેશને ફાયદાકારક તત્ત્વો સમજાયાં હોય તો એની હજારો પ્રતો છપાવી ગ્નાતિ અને દેશમાં તેનો બહોળો ફેલાવો કરવામાં સહાયભૂત થશો, એટલું કહી વીરમું છું



# મણકો ૨

## [1]ચોંધા કુરો અને [2]ભાંઇધા કુરો

### યાને

## શકિત સંહારક ચેપી રોગો

---

પ્રિય વાંચનાર,

સુબોધક લેખમાળાના પહેલા મણકામાં કાનજી અને દેવજી નામનાં બે પાત્રોના સંવાદ દ્વારા 'પાંજે કુરો' અને 'થિઓ કુરો' નામની જીવલેણ બે અસાધ્ય વ્યાધિઓની ભયંકરતાનું ભાન તને થયું હશે. આજે એ જ બે પાત્રો આપણને બીજાં બે નવાં સત્યોનું રહસ્ય સમજાવશે. એ સત્ય 'ચોંધા કુરો' અને 'ભાંઇધા કુરો' નામના શકિત સંહારક ચેપી રોગોના સંબંધમાં છે. વિશ્વાસ છે, કે માત્ર વાંચવાની જ ખાતર નહિ વાંચતાં, તેનું મનન કરી જીરવી શકાય તેટલું જીવનમાં ઉતારવા પ્રયત્ન થશે.

આત્મા અને શરીર એકમેક સાથે સંકળાયલા છતાં વસ્તુતઃ બન્ને એકબીજાથી જળ અને કમળ પેઠે ભિન્ન છે. ઘર અને ઘરધણી જેમ એક ન ગણાય, તેમ આત્મા અને દેહ પણ એક ન જ મનાય. ખેદની વાત એ છે. કે જડવાદના વર્તમાન જમાનામાં આ વિષેનું આધ્યાત્મિક જ્ઞાન કોઇ વિરલને જ વરેલું હોય છે. પરિણામે ઘણા અજ્ઞાની જીવો દેહને આત્મા માની તેનું રક્ષણ અને પોષણ કરવા પાછળ તનતોડ પ્રયત્ન કરતા હોય છે; પણ ખરી રીતે તો દેહ એક

---

૧ કહેશે શું? ૨ માનશે શું?

સાધન છે. અલબત્ત, આત્માની ઉન્નતિમાં એ સાધન સહાયક થઇ પડે, એ વાત ખરી; તથાપિ દેહ એ જ આત્મા, એમ માનવું, એ અજ્ઞાનતાની પરાકાષ્ટા સૂચવે છે. ખેડૂતો જે ખેતી કરે છે તે અનાજ માટે. બાકી કડબ તો સહજમાં મળી જ જાય. આત્મોન્નતિ માટે પણ એમ જ છે. આત્મોન્નતિ, એ અનાજ અને શારીરિક સુખો, એ કડબ. આ સત્ય વસ્તુસ્થિતિ ન સમજવાથી શારીરિક વ્યાધિઓ વિષે જ અનહદ ચિન્તા અને કાળજી કરવામાં આવે છે, જ્યારે આત્મિક રોગો વિષે બીલકુલ બેદરકાર રહેવામાં આવે છે. પરિણામે દેવદુર્લભ જે માનવજીવન, તે વૃથા વહી જાય છે અથવા ભૂમિને ભારરૂપ નિવડે છે. ખૂજલી, દાદર, પ્લેગ, કોલેરા અને શીતળા જેવા રોગો જેમ ચેપી છે અને એકની અસર તાબડતોબ તે બીજાને પહોંચાડે છે, તેમ 'ચોંધા કુરો' અને 'ભાંઇધા કુરો,' એ પણ એવા જ ચેપી રોગો છે અને ક્રમેક્રમે તેની અસર અતિ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે; તેથી કેવી હાનિ થાય છે, તે આપણે કાનજી અને દેવજીના સંવાદમાંથી સમજી શકીશું.

પહેલાં મણકામાં જણાવ્યા પ્રમાણે કાનજી એક શ્રીમંત, ધીમંત અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ ગણાય છે. તે હમેશ ચોપાટીપર ફરવા આવતો. તેની સાથે પૈસાના પૂજારી દેવજી નામના તેની જ જ્ઞાતિના વેપારીની પણ ઓળખાણ પહેલા મણકામાં થએલી છે. કહેવત છે, કે સગતની રંગત લાગ્યા સિવાય રહેતી નથી. જે માણસ ચોવીસે કલાક પૈસાની જ પ્રાપ્તિ માટે ગદ્ધાવૈતરૂં કરતો અને ધનપ્રાપ્તિમાં જ જીવનનું ખરૂં કલ્યાણ માનતો, તે હવે કાનજીના સહવાસથી આત્માની કિંમત સમજવા લાગ્યો. હવે તેને એ પણ સમજાતું ગયું કે પૈસો તો માત્ર જીવનના નિર્વાહનું સ્થુળ સાધન છે. દેવજી હવે કાનજીને માન અને ભક્તિની નજરે જોતો. તેને મળવા હમેશાં આતુર રહેતો. એનો મેળાપ પોતાના જીવન માટે અત્યંત લાભપ્રદ છે, એમ સ્વીકારતો.

આજે કાનજી આવે તે પહેલાં દેવજી ચોપાટી જઇ પહોંચ્યો

હતો. કાનજીની ચાતકદષ્ટિએ રાહ જોઇ રહ્યો હતો. બીજા ફરવા આવનારાઓમાં જાણે કાનજી જ આવી પહોંચ્યો હોય, એવા તેને ભણકાર થતા. આખરે થોડીક રાહ જોવરાવ્યા પછી કાનજી ત્યાં આવી પહોંચ્યો. દેવજીને પોતાનાથી વહેલો આવેલો જોઇ, તેને ઘણી નવાઇ લાગી. નરકનો કીડો સ્વર્ગમાં જોતાં જેવી અજાયબી ઉત્પન્ન થાય, તેવી તાજુબી દેવજીને જોઇને કાનજીને થઇ. તેણે પૂછ્યું : 'દેવજી શેઠ ! તમારી સ્વારી અહીં ? આજે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો કે શું ? જાણે જમાનો જ બદલાઇ ગયો ! સામે શું જોઈ રહ્યા છો ? બોલતા કેમ નથી '

દેવજી પ્રથમથી જ સમજી ગયો હતો અને એકંદરે તેની અટકળ ખોટી નહોતી. તે ધારતો જ હતો, કે કાનજી પોતાને જોઇને નવાઇ પામશે; તેથી તેણે માત્ર સ્મિત જ કર્યું અને બોલ્યો : કાનજી શેઠ ! સુજ્ઞ પુરૂષો કહે છે, કે સોબતના અસર થયા સિવાય રહેતી નથી. આજ મારા પોતાના દાખલાથી એ કહેવત ખરી પડે છે. ખરેખર તમે મારાપર જાદુઇ અસર કરી છે. મને ચાળીસ વર્ષ થયાં, પણ માનશો ? જે પ્રતિભા અનેક સાધુ સંતોનાં વ્યાખ્યાનોએ નથી પાડી, તે તમારી વાર્તાચિતથી પડી છે. મુનિવરોનાં અનેક ચરિત્રો તથા અવતારી પુરૂષોનાં જીવન મેં વાંચ્યાં છે, સાંભળ્યાં છે તેમજ સીતા, દમયંતી, દ્રૌપદી અને કળાવતીની કથાઓ પણ નથી સાંભળી એમ નહિ. વળી શ્રેણીક, અભયકુમાર, આનંદ અને કામદેવનાં ચરિત્રો પણ જાણું છું. કલ્પસૂત્ર, સુયગડાંગ અને ભાગવત, મહાભારત પણ સાંભળ્યાં છે.

—શ્રીપાળનો રાસ તો અનેકવાર શ્રવણ કર્યો હશે, પણ એ બધાંની અસર માત્ર ઉપાશ્રયમાંની હાજરી પૂરતી જ. એમાંથી જે સાર મેં ખેંચેલો તે એટલો જ કે એ બધા તો સતયુગના જીવ હતા, એ કાળ ઉત્તમ હતો, એ ક્ષેત્ર જ ઉત્તમ પ્રકારની સામગ્રી-

વાળું હતું અને એ આત્માઓનો અવતાર જ મહાન હતો; પણ આજે એમાંનું શું બને? હવે તો હડહડતો કળિયુગ પ્રવર્તે છે. આ કળિકાળમાં તો જ્યાં જુઓ ત્યાં પ્રતિકૂળતાઓ જ ભરેલી ભાસે છે. આજના જીવો જ અધમ હોય, તે સત્યુગના મહાન આત્માઓનું અનુકરણ કેમ કરી શકે? પૂર્વે થઇ ગએલા મહાન આત્માઓનાં કથન, શ્રવણથી મને આવા જ વિચારો થતા. એ સિવાય વિશેષ કાંઇ જ નહિ, કથા સાંભળી ઘેર આવતો અને પાછો હતો તેવો ને તેવો જ થઇ જતો; પરંતુ ગઇકાલે તમે તો હદ કરી. તમારી ટૂંકી વાતોનું ગંભીર રહસ્ય, એવું અજબ નીવડયું કે જેણે મારા મનપર કાયમની ઉંડી અસર કરી! હું ઘેર ગયો અને પ્રથમ જ મારાં પત્ની, માતા અને પુત્રોને 'પાંજે કુરો' અને 'થિઓ કુરો'ની કાફીઓ કહી સંભળાવી અને એનું રહસ્ય પણ સમજાવ્યું. રાત્રે ઉંઘમાં પણ મને તો એની જ ઝંખના થતી. અસંખ્ય નરનારીઓ મારી સ્વપ્નસૃષ્ટિમાં મને એ જીવલેણ વ્યાધિઓના ભોગ થતા દેખાયાં. આજે પણ મને જે કોઇ મળ્યા, તેમની આગળ પણ મેં એ દર્દોની જ હકીકત સંભળાવી અને જણાવતાં મને આનંદ થાય છે, કે મારા કથનથી તેમના હૃદયને પણ ભારે અસર થઇ. હવે હું મક્કમપણે માનતો થયો છું, કે દિવસમાં સેંકડોવાર 'પાંજે કુરો' ને 'થિઓકુરો' જેવા બિલકુલ બેદરકારીભર્યા જે ઉદ્‌ગારો બીજાને માટે હું બોલતો, તે મારી મૂર્ખતા હતી. જ્યારે એ શબ્દો બીજાને મ્હોંડેથી બોલાતા સાંભળતો ત્યારે મારી દૃષ્ટિ સામે સંગ્રહણી અને ક્ષયના અસાધ્ય વ્યાધિઓ દેખાતા અને એનાથી બચવા માટે હું સાવધ થતો; એટલું જ નહિ, પણ સમાગમમાં આવનારાઓને પણ એનાથી ચેતાવતો. મેં એ બન્ને કાફીઓ અને ચિત્રોની ૫૦૦૦ પ્રતો છાપવા પણ આપી દીધી છે–બલ્કે મારો તો એવો દૃઢ મત બંધાયો છે. કે આ કાફી અને ચિત્રો સિવાયનું, કચ્છીભાઇઓનું એક પણ ઘર ન હોય. મારી વખારે તે

રાખી મૂકીશ અને દરેકને છૂટે હાથે તે વહેંચતો રહીશ ચોમાસું બેસતાં કચ્છમાં જઇશ, ત્યારે પણ તે સાથે લેતો જઇશ અને ગામેગામ તેની પ્રભાવના કરીશ."

દેવજીનો જવાબ સાંભળી કાનજી પ્રસન્ન થયો. તેણે કહ્યું: "કુદરતી સંકેત જ એવો હશે, કે ગઇ કાલે અચાનક આપણો મેળાપ થઇ ગયો અને કોઇ અમૃત ચોઘડીએ વિશુદ્ધ સંસ્કારનું બીજ તમારામાં વવાયું. તમારી ચળકતી કીકીમાં સમસ્ત કચ્છી પ્રજાની ઉન્નતિ હું જોઇ રહ્યો છું. આજ વળી એવા જ બીજા કેટલાક વ્યાધિઓ વિષે કેટલીક વાતો હું તમને સંભળાવીશ. જુઓ: પ્લેગ, કોલેરા, ખુજલી, દાદર, અને શીતળા આદિ જેમ ચેપી રોગો ગણાય છે, તેમ 'ચોંધા કુરો?' અને 'ભાંઇધા કુરો?' એ ભાવના પણ એ જ પ્રકારના ચેપી રોગ જેવી છે. એવાં સેંકડો સ્ત્રીપુરૂષો તમે જોશો, જેઓ વાતવાતમાં 'ચોંધા કુરો?' ને 'ભાંઇધા કુરો?'ની લવરી કર્યા કરે છે, જાણે તેમનું જીવન જ પરાવલંબી ન બની ગયું હોય! પોતે સ્વતંત્ર વ્યકિત જ ન હોય તેમ અથવા મન, બુદ્ધિ, હૃદય કે આત્મા વગરનું પોતે ખાલી ખોખું જ હોય, તેમ તેઓ કેવળ બીજાના અભિપ્રાય ઉપર જ જીવે છે. પોતે જે કાંઇ કરે કે વિચારે તેનાપર મુદ્દલ વિશ્વાસ જ ન મળે. સામાજીક, ધાર્મિક કે રાષ્ટ્રિય, જેમાં જેમાં તેઓ પ્રવૃત્ત હોય છે, તે વિષે બીજાઓ શું કહેશે કે બીજાઓને શું લાગશે, એવી જ વૃત્તિથી જીવનનો ભારવહન કરતા હોય છે. પરિણામે જાણ્યે અજાણ્યે એમના મુખમાંથી એક જ ઉદ્દગાર નીકળે છે, કે 'ચોંધા કુરો!' અને 'ભાંઇધા કુરો?' પોતાને અમુક વસ્તુ કે પ્રવૃત્તિ પસંદ નથી; છતાં જો તે તેનો સ્વીકાર નહિ કરે તો લોક તેને માટે શું કહેશે ને શું ધારશે, એવું એને થઇ જ જાય. પછી ભલે તે પ્રમાણે કરવામાં તે દુ:ખી થાય, હેરાન થાય કે પાયમાલ થઇ જાય; છતાં તેને તો લોકો સારૂં કહે અને સારૂં ધારે એ ઉદ્દેશથી એ પ્રમાણે કરવું જ રહ્યું!!"

"પોતાનાં માતાપિતા પંચત્વ પામ્યાં હોય, જાતે ઘરને. ગરીબ હોય, છતાં મરનાર પછવાડે પ્રેતાન્ન ન જમાડે તો લોક તેને શું કહેશે અને પોતાને કેવો ધારશે, એ જાતના ભય અને ભ્રમનું ભૂત તેના મગજમાં ભમતું હોય છે. અંતે સાત સંધાય ત્યાં તેર તૂટે, એવી પોતાની તંગ હાલત હોવા છતાં, હરકોઈ ભોગે નાત જમણુ કરવા પ્રવૃત્ત થશે

"પોતાને માથે કરજ હોય, છતાં પુત્ર કે પુત્રીના લગ્નમાં તેણે છૂટથી પૈસો ખર્ચવો જ જોઇએ, ધામધૂમ કરવી જ જોઇએ, જમણુ જમાડવું જ જોઇએ અને આ બધી વિધિ પોતે જો ન કરે તો તેને માટે લોકો શું કહેશે અને શું ધારશે, એવી નામર્દને છાજતી નીતિને તે સ્વાધીન થઇ જાય છે અને માત્ર લોકમનને રંજન રાખવાની ખાતર જ પોતે ગજા ઉપરાંતનાં ખર્ચ અને ખર્ચને અંતે વિપત્તિ વ્હોરી લે છે.

"એજ પ્રમાણે પોતાનાં કુમળી વયનાં બાળકો કુંવારાં રહી જશે તો લોકો શું કહેશે, અને શું ધારશે; પર્વના દિવસોમાં ધાર્મિક ક્રિયાઓ નહિ કરવામાં આવે તો લોકો શું કહેશે અને શું ધારશે; શક્તિ અને સાધન ન હોય, છતાં પારકી સ્ત્રીને અંગે જેવાં આભુષણુ હોય, તેવાં પોતાની બૈરીને નહિ ચડાવી આપવામાં આવે તો લોકો શું કહેશે અને શું ધારશે: વિલાયતની બારિક વસ્ત્રો ટૂંકી મુદતમાં ફાટી જશે અને એની પછવાડે ખર્ચેલો પૈસો પરદેશ ઘસડાય છે, એમ સમજવા છતાં કેવળ લોકરંજનાર્થે વિદેશી વસ્ત્રો ખરીદવામાં આવે છે; કેમકે ટકાઉ અને સસ્તી છતાં જાડી ખાદી પહેરવાથી પોતાને માટે લોકો શું કહેશે ? આબરૂ ઓછી તો નહિ થઇ જાય, એવી ભીતિ ઉત્પન્ન થાય છે અને તેઓ ખાદી પહેરતા અટકી જાય છે.

"મતલબ, કે સામાજીક, ધાર્મિક અને રાષ્ટ્રિય બદીઓનું પોષણુ

કેવળ લોકની ભીતિથી જ કરવામાં આવે છે અને એ બધામાં એક જ અનિષ્ટ ભાવના રમી રહેલી હોય છે, કે 'ચોંધા કુરો' અને 'ભાઇંધા કુરો !'

"દેખાદેખીએ દોડવાનું પરિણામ બુરૂં જ આવવાનું. આપણે જેની પાછળ જઇએ, તે જો ખાડામાં પડતો હોય તો આપણે પણ ખાડામાં પડવાનાં; કારણ કે તે અંધ અનુકરણ છે.

"એટલા માટે આવશ્યક છે, કે પ્રત્યેક સ્ત્રી પુરૂષે પોતાની જ મેળે જીવનનો આદર્શ નક્કી કરવો જોઇએ માનવજન્મ શા માટે છે? કોને માટે છે? તેનો હેતુ યથાર્થ સમજવો જોઇએ અને તે હેતુની સિદ્ધિ માટે કયા સાધનોથી તૈયાર થવું, તેનો પણ વાજબી વિવેક કરી લેવો જોઇએ.

"જેનું જીવન ઉચ્ચ પ્રકારનું છે, જે નીતિ, ન્યાય અને ધર્મને અનુસરનારો છે; સ્વ-પરના કલ્યાણ ખાતર જ જેના જીવનનું પવિત્ર વહન છે, સેવા માટે જ જે જીવે છે અને સારાસાર વસ્તુનો વિવેક-શક્તિથી વિચાર કરીને જ કદમ ભરે છે, એવાનું અનુકરણ કરવું જોઇએ; પરંતુ આજકાલ શું જોવાય છે? ધ્યાનપૂર્વક જોશો તો જણાશે, કે ઘણાખરા આગિયાના તેજથી અંજાઇને, તેની પછવાડે જ ભમે છે-તેને જ અનુસરે છે અને આખરે તે અતોભ્રષ્ટ-તતોભ્રષ્ટ બની જાય છે; માટે આત્મકલ્યાણ ઇચ્છનાર દરેક નરનારીએ પોતાના હૃદયને પ્રથમ એ જ પ્રશ્ન પૂછવો જોઇએ, કે આગમ શું કહેશે? પરમાત્માને શું લાગશે? મહાન પુરૂષો શું સમજશે? અને મારૂં વર્તન જ્ઞાની જનોને ગમશે કે નહિ? પોતાના જ અંતઃકરણ તરફથી આ વાતની ચોકસાઇ મેળવ્યા સિવાય જે લોકો અર્ધદગ્ધ જનોનું અનુ-કરણ કરે છે, મતલબ કે પોતાનાં જ શક્તિ અને સાધનની સહાય સિવાય કેવળ પરાવલંબન રાખે છે, તેમના જીવનની બરબાદી થાય છે. જે માનવજન્મની પ્રત્યેક ક્ષણ કરોડો ગણી કિંમતી ગણાય છે,

તે અમુલ્ય ક્ષણો પાર્થિવ સુખો ખાતર ખર્ચી, તેનો કુમાર્ગે વ્યય કરી પામર પ્રાણીઓ આ દુર્લભ દેહને વૃથા ગુમાવે છે.

" દેવજી શેઠ! પ્રત્યેક નરનારી જો આટલું જ સમજી જાય, કે મારી પ્રવૃત્તિ પરોપકારાર્થે છે કેમ? મારાં સાધનો માનવસમાજની ઉન્નતિ અર્થે વપરાય છે કે કેમ? મારાં મન, વચન અને કાયા પામરોના નાશવંત લાલસાઓનું અનુકરણ કરે છે કે પૂણ્યાત્માઓના ઉચ્ચ જીવનનું અનુકરણ કરે છે? જો આટલું જ વિચારાય તો 'ચોંધા કુરો' અને 'ભાઈધા કુરો'ની ભીતિ અવશ્ય ભાગી જાય. તમે જોતા હશો કે પશુપંખીઓ પોતે જેવાં હોય છે, તેવાં જ પોતાને બ્હાર દેખાડે છે અને તેથી તે સુખી દેખાય છે; જ્યારે મનુષ્ય પોતાની અક્કલનું પ્રદર્શન, હોય તે કરતાં પણ વિશેષ રીતે બતાવવાનો ડોળ કરે છે; તેથી જ તે ખત્તા ખાય છે અને પાછો પડે છે. ગધેડાને એમ કદી લાગવાનું નહિ કે મને કોઈ ઘોડો માને તો સારૂં; તે જ પ્રમાણે મને કોઈ ગધેડો માનશે તો! એવી ભીતિ ઘોડાને હોય જ નહિ. એ તો સમજે છે જ, કે કોઇ અન્યના માનવાથી કે કહેવાથી મારામાં જે કાંઇ મારાપણું છે, તે મટી જનાર નથી; તો પછી પારકાના મતનો શા માટે મોહ રાખવો જોઇએ?

" પારકાનું મતાવલંબન રાખનાર માનવી તો પશુઓથી પણ તુચ્છ ગણાય. તે તો હમેશ બીજાના સારા અભિપ્રાયની અપેક્ષા રાખે છે અને તેને જ માટે જીવે છે. અનેક શ્રીમંતો, સાધુઓ, વિદ્વાનો અને લોકનાયકો પત્રકારોથી બ્હીએ છે: રખેને મારી વિરૂદ્ધ તેઓ કાંઇ છાપી મારે અને રખેને તેમના લખાણથી લોકમાં મારી અપકીર્તિ થાય! આવા ભણકાર તેમના હૃદયમાં વાગ્યા જ કરે છે અને ઝીણવટથી જોશો તો જણાશે કે કેવળ કીર્તિની જ કામનાથી તેમનું હૃદય આવી રીતે ડંખતું રહે છે; પણ તેઓ એમ નથી સમજતા કે અમે જો ખરાબ જ હઈશું તો કોઇ સારૂં માનશે કે

કહેશે તો પણ અમે સારા શી રીતે થઇ શકવાના છીએ? અને તેથી ઉલટું, જો સારા જ હોઇશું તો સૂર્ય સામે ચ્હાય તેટલી ધૂળ ઉડાડવામાં આવે તો તે ધૂળ તેની જ આંખમાં પડવાની અને સૂર્યને જરાપણ ઝાંખપ લાગવાની નહિ જ."

"દેવજી શેઠ! મારૂં આ કથન તમને કેવું લાગે છે? જો કાંઇપણ શંકા થતી હોય તો બીલ્કુલ સંકોચ સિવાય પૂછો."

દેવજી તો આ સાંભળી દિગ્મુઢ જ થઇ ગયો. કાનજી જેમ જેમ કહેતો ગયો તેમ તેમ દેવજી જાણે પોતાનું જીવન જ વાંચતો હોય તેમ તેને લાગતું ગયું અને તેનો શબ્દેશબ્દ પોતાને સાચો લાગવા માંડયો. તેણે કહ્યું:

"કાનજી શેઠ! આજ સુધી હું તમારાથી અતડો રહેતો હતો, એમાં પણ તમે કહો છો તેમ 'ચોંધા કુરો' અને 'ભાઇંધા કુરો'–ના જ ચેપી રોગનો ભોગ થઇ પડયો હોઉં તેમ હવે મને લાગે છે.

"તમારી કેટલીક પ્રવૃત્તિ લોકોને ગમતી નથી. તમે લોકોમાં વધારે ભેળાતા નથી. તમે લોકોનું દેખાદેખી અનુકરણ કરતા નથી અને તેથી લોકો તમને નિંદે છે. અંધ અનુકરણને ભોગે હું પણ તેમાં સામેલ થયો અને મને લાગતું. કે તમારી સોબત કરવાથી–તમારી સાથે હરવા ફરવાથી મારા વિષે પણ જનતામાં ઉલટો અભિપ્રાય બંધાશે; તેથી હું તમારાથી છેટો રહેતો; પરંતુ આજે જ મેં તમારૂં હૃદય ઓળખ્યું. એ હૃદય અમૃતથી કેવું છલકાય છે, તે મેં આજે જોયું, અને મારી આંખો આબાદ ખુલી, કે ખરેખર હું પણ 'ચોંધા કુરો' અને 'ભાઇંધા કુરો' રૂપી ચેપી રોગનો ભોગ થઇ પડયો હતો. આજથી તમારી પ્રત્યેક વાત મારા હૃદયમાં કોતરાઇ રહેશે, તે વિષે મને બીલ્કુલ શંકા નથી. હવે તો મને એક જ અપેક્ષા રહે છે, કે 'ચોંધા કુરો' અને ભાઇંધા કુરો'ની કોઇ કચ્છી કાફી આપને કંઠસ્થ હોય તો તે મને સંભળાવો, જેથી હું તેને પણ મુખ-

પાઠે કરી લઉં. વળી 'પાંજે કુરો'ની પેઠે તેની પણ હજારો પ્રતો છપાવીને પ્રભાવના કરૂં. બીજાઓ જેમ તિર્થયાત્રા કરી, વરઘોડા કાઢી, સ્વામીવત્સલ કરી, પ્રભુની પૂજા નિમિત્તે ઘૃત કરી, દેરાસરો બાંધી, સદાવ્રતો આપી અને સ્વપ્ના નિમિત્તે ઘૃત કરી ધન ખર્ચે છે અને તેમાં ધર્મ માને છે; તેમ હું હવે પછી પ્રજાને રોગમુક્ત કરવાના કાર્યમાં દ્રવ્ય વાપરી મારી સંપત્તિની સાર્થકતા કરીશ."

આ સાંભળી કાનજી પ્રસન્ન થયો અને દેવજીની વિનતિ સ્વીકારી તેણે નીચેની કચ્છી કાફી ગાઇ સંભળાવી :—

### રાગ ભૈરવી-ત્રીતાલ

( પામ્યો પામ્યો પદમણી નાર રે–એ ચાલ )

લોક દૃષ્ટિ કે ધિલડે મેં ધારીં રે "કુરો ચોંધા ?"
"કુરો ભાંઈધા ?" વિચારીં
હાં રે "કુરો ચોંધા ?" "કુરો ભાંઈધા ?" વિચારીં
પુદ્‌ગલમેં સુખ સમજે મનમેં,
મુક્તિજી કરીં 'સ્તુતિ' વચનમેં;
વિષયેંમેં સુખ ન્યારીં રે—કુરો ૧

પૈસેકે પ્રભુ સમ ગણી જપીએં,
વિશ્વાસેં રે તેંકે કપીએં;
મોહ મદ માન ન મારીં રે—કુરો ૨

દેવ ગુરૂતેં ન રખેં પ્રીતિ,
(રખેં) અંતરમેં લોકેંજી ભીતિ;
દુ:ખીજા દુ:ખ ન ટારીં રે—કુરો ૩

સ્વધર્મીએંકે ન ગણી વલ્લા,

'ભાવર' મોંસેં ચેંતા ઠલ્લા;
વિપતા કે ન વિદારીંરે—કુરો ૪
ગમે ન મનમેં સ્વદેશ સેવા,
પ્રિયકર મંજીએ મિષ્ટાન મેવા;
'વીર' કે વૃથા સંભારીંરે—કુરો ૫
દોષદષ્ટિ કે ધિલમેં ધરીએં,
અખીઉં મીચે વીઠારે ડરીએં;
બરેં ને બેંકે બારીંરે—કુરો ૬
કીર્તિ કામના રખેં તા ચિત્તમેં,
અંતરમેં પ્રીતિ અય વિત્તમેં;
ઠરેં ન કેંકે ઠારીંરે—કુરો ૭
હલેંતા પામર જનજે પગલે,
ઠોકરૂં ખેંતા ઠગલે ડગલે;
જીવનકે ન સુધારીંરે—કુરો ૮
રખેં ન ઉરમેં ભાવ ને ભક્તિ,
વૃથા વિંજાઇં સાધન-શકિત;
'શિવ' ચે ભવકે હારીંરે—કુરો ૯

## ગુજરાતી ભાવાર્થ:—

લોકદષ્ટિને જ દિલમાં ધારે છે, (અને) 'શું કહેશે?' 'શું ધારશે?' (એમ) વિચારે છે.

મનથી પુદ્ગલમાં જ સુખ સમજે છે, મુક્તિની સ્તુતિ (કેવળ) વચનમાં જ કરે છે, વિષયોમાં સુખ સમજે છે.—૧

પૈસાને પ્રભુ સમ ગણી જપે છે, (જે) વિશ્વાસે રહે તેને કાપે છે; મોહ, મદ અને માનને મારતા નથી.—૨

દેવ, ગુરૂપર પ્રેમ રાખતા નથી, અંતરમાં લોકોની ભીતિ રાખે છે, દુઃખીનાં દુઃખ ટાળતા નથી.—૩

સ્વધર્મીઓને વ્હાલા ગણુતા નથી, 'ભાઈઓ' મોઢાથી ઠાલા કહે છે, (તેમની) વિપદ વિદારતા નથી.—૪

દિલમાં સ્વદેશદાઝ નથી, મિષ્ટાન્ન–મેવા પ્રિયકર માને છે, 'વીર'ને વૃથા સંભારે છે.—૫

દિલમાં દોષદષ્ટિને ધરે છે, આંખો મીંચીને (જેમ આવે તેમ) હાંકે છે, (પોતે) બળે છે અને બીજાને બાળે છે.—૬

ચિત્તમાં કીર્તિની કામના રાખે છે, અંતરમાં વિત્તપર પ્રીતિ છે, (પોતે) ઠરતા નથી (અને) પરને ઠારતા નથી.—૭

પામર જનને પગલે પળે છે, પગલે પગલે ઠોકરો ખાય છે, જીવનને સુધારતા નથી.—૮

ઉરમાં સદ્ભાવ અને ભક્તિ રાખતા નથી, સાધન અને શક્તિ વૃથા ગુમાવે છેઃ શીવ કહે છે, (તે) ભવને હારે છે.—૯

કચ્છી કાફી સાંભળી દેવજી તો ખુશ ખુશ થઈ ગયો. તેણે કાનજીને કહ્યુંઃ 'કાનજી શેઠ! કૃપા કરી આ કાફી મને લખી આપો તમે જેટલું કહ્યું, તે તમામ આ કાફીમાં જ આવી જાય છે. 'ચોંધા કુરો' અને 'ભાંઈધા કુરો!' એ ખરેખર ચેપી રોગ છે. એની અસર એકની બીજાને અને બીજાની ત્રીજાપર થયા સિવાય રહેતી જ નથી. આજકાલ તો આપ કહો છો તેમ સૌ દેખાદેખીથી જ વર્તે છે અને એ ગાડરીઓ પ્રવાહ, તે બેશક ચેપી રોગ જ ગણાય. લોકો ગાડરીઆ પ્રવાહ જેવા કહેવાય છે, તે અક્ષરશઃ સાચું છે. જો એક ગાડર ખાડામાં પડે તો એની પાછળ પાછળ ચાલનારા બીજાં ઘેટાં પણ ખાડામાં જ પડવાનાં. એ જ પ્રમાણે લોકો પણ દેખાદેખી કરવા જતાં અધઃપતનની ઘોર ગર્તામાં ગબડી પડે છે અને પછી લાભ–હાનિ વિચારવાનો વખત વીતિ જાય છે. મને લાગે છે,

કે આ કાફી સમસ્ત કચ્છી પ્રજામાં ઘેરઘેર ગવાવી જોઈએ અને ત્યારે જ 'ચોંધા કુરો' અને 'ભાઇધા કુરો' ની જે માઠી અસર પ્રજામાં થવા પામી છે,. તે નાશ પામશે કૃપાકરી એ કાફી ઉતારી આપો.'

કાનજીએ વગર વિલંબે કાફી ઉતારી આપી અને વિશેષમાં કહ્યું, કે "દેવજી શેઠ! જગતના ઇતિહાસનું અવલોકન કરતાં સ્પષ્ટ સમજાય છે, કે ભુતપૂર્વ સુધારકો, તત્ત્વજ્ઞાનીઓ, સાધુઓ, સંતો, ભક્તો અને વિચારકો, 'ચોંધ્રાકુરો' અને 'ભાંઇધા કુરો' રૂપી ચેપી રોગથી મુક્ત જ હતા. જો એ રોગમાં તેઓ સપડાયા હોત તો તેમની ગણના પણ પામર જનમાં જ થાત; પરંતુ તેમણે તો પોતાના અંતઃકરણ (Conscience) ના અવાજને જ પૂછીને પ્રવૃત્તિ આદરેલી. નીતિ, ધર્મ અને ન્યાય પૂર્વક બુદ્ધિ તેમજ હૃદયને જે અનુકૂળ જણાયું, તે જ તેમણે કરેલું; તેથી જો કે લોકો વિરૂદ્ધ પડયા હશે અને અનેક પ્રકારનાં સંકટો પણ વેઠવાં પડયાં હશે; છતાં તેઓ મેરૂ પેઠે અવિચળ રહી, પોતાનાજ સિદ્ધાતપરમુસ્તાક રહી,જીવનની ઉન્નતિ સાધી શકયા હતા અને એને જ પ્રભાવે અંતે લોકોએ તેમની વાહવાહ કરી,બલ્કે તેમનાં યશોગાન ગાઇ જાહેરજનતા પોતાને કૃત્યકૃત્ય માનવા લાગી. કચ્છી પ્રજા સાહસિક. હિંમતવાન, ધૈર્યશીલ, ઉદાર, ઉમંગી અને પુરૂષાર્થી છે, એ વિષે બે મત નથી; માત્ર એ પ્રજા જો 'પાંજે કુરો' અને 'થિઓ કુરો!' જેવા જીવન વિનાશક અસાધ્ય રોગોથી મુક્ત થાય, તેમજ 'ચોંધાકુરો' અને 'ભાંઇધા કુરો' જેવા ચેપી રોગોથી ચેતે તો એ પ્રજાની પૃથ્વીપર સર્વોત્તમ પ્રજા તરીકે ગણના થાય, તેમાં મને લેશ પણ શંકા નથી. આશા રાખું છું કે તમારી પ્રવૃત્તિથી કચ્છી પ્રજા જાગ્રત થાય અને રોગમુક્ત બની, પોતાની અમર નામના અવનીમાં વિસ્તારે."

કાનજી શેઠ! 'પાંજે કુરો?' અને 'થિઓ કુરો?"નાં કાલે

(૬) ચોંધા કુરો? ને બાંધ્યા કુરો?




પરાગણમાં પાસેનો કહે છે (લોકો) ચોંધા કુરો અને બાંધ્યા કુરો
(કહેશો શું અને માનો શું )

મને જેમ આપશ્રીએ ચિત્રો આપ્યાં, તેમ 'ચોંધા કુરો ?' અને 'ભાઇંધા કુરો ?'નું ચિત્ર નહિ આપો ?' દેવજીએ જિજ્ઞાસાથી પૂછ્યું.

## ચિત્ર–પરિચય

'દેવજી શેઠ ! મારા ખિસ્સામાં જ છે. તમને કહેતાં હું ભૂલી જ ગયો. લ્યો જુવો આ ચિત્ર. એમાં વૃદ્ધ ડોસાની સામે આંખે ચશ્માં ચડાવી, હાથમાં છત્રી લઇ જે ઉભો છે, તે ડોસાનો સુધરેલો અને ભણેલો ગણેલો દિકરો છે. ડોસો જુના વિચારનો, સ્થિતિચુસ્ત, લોકોથી ડરનારો અને અસ્થિર મનનો છે. દિકરો સ્વતંત્ર વિચાર કરનારો, નિર્ભય, સ્વાવલંબી અને અંતઃકરણને પૂછી ચાલનારો છે. તે પોતાના પૂજ્ય પિતાને કહે છે : "આજે ઢેઢવાડામાં સભા છે. ત્યાં મહાત્મા ગાંધીજીનું વ્યાખ્યાન છે. હું ત્યાં જાઉં છુ. આપ પધારો છો ?" ત્યારે ડોસો કહે છે: "એ મહાત્માનાં દર્શન કરવાની તો મારી અભિલાષા છે; તેમજ એમનાં અમૃતમય વચનોનું પાન પણ કરવાની વૃત્તિ છે, પણ ઢેઢવાડામાં આવું તો લોકો શું કહેશે ? એજ અંતરમાં ભીતિ રહે છે !"

જવાબમાં દિકરાએ કહ્યું: "તમારૂં આખું જીવન લોકોથી ડરવામાં જ ગયું. 'ચોંધા કુરો ?' અને ભાંઇધા કુરો ?'ની ભાવના, જેમ વૃક્ષના મૂળને કીડાઓ કોતરી ખાય તેમ તમારા અંતઃકરણને કોતરી ખાય છે. એથી જ આપ પુરૂષોત્તમ બનવાને બદલે પામર બન્યા !"

એટલે ડોસો કહે છે ; 'દિકરા! તારૂં કહેવું અક્ષરશઃ સાચું છે. લોકરંજન અર્થે જ મારી સર્વ પ્રવૃત્તિ હોય છે. એ મને દિવા જેવું દેખાય છે–'

હવે દિકરો કહે છે : "બાપા ! એક મહાપુરૂષ કહે છે કે

'આતમ સાંખે ધર્મ કહ્યો, ત્યાં જનનું શું કામ;
જન મન રંજન ધર્મનું, મૂલ ન એક બદામ.'

અર્થાત્ આપણે ધર્મી છીએ કે અધર્મી, તેની સાક્ષી તો આપણું અંતર જ આપે; એમાં લોકોની સાક્ષી શા માટે જોઇએ? લોકના રંજન અર્થે જે ધર્મ કરે છે તેની એક કોડીની કિમ્મત પણ હોતી નથી."

પછી પ્રસન્ન મને ડોસો કહે છે: 'એ તારૂં કહેવું સાચું છે.'

"દેવજી શેઠ! જેમ આ ડોસો લોકોને જ જોયા કરે છે અને લોકોથી જ ડર્યા કરે છે અને 'ચોંધા કુરો? અને ભાંઇધા કુરો?'-ની દુર્બળ ભાવનામાં રમ્યા કરે છે, તે જ હાલત હજારો બલ્કે લાખો માનવીઓની છે. એથી જ તેઓની પામર પુરૂષોમાં ગણના થાય છે તે સાંભળીને દેવજીએ ઇચ્છા દર્શાવી:

'કાનજી શેઠ! આ ચિત્ર પણ મને આપો. એનો પણ બ્લોક બનાવી તેની હજારો પ્રતો છપાવી પ્રભાવના કરીશ. આ ચિત્રને મારી નજર સામે જ ભીંતે રાખીશ.'

ત્યારે કાનજી શેઠે કહ્યું: 'દેવજી શેઠ, ખુશીથી આ ચિત્ર લ્યો અને તેનો જેટલો બને તેટલો પ્રચાર કરો. હું તો માત્ર વિચારક છું. પ્રચારક તો તમે જ છો. આપણી મૈત્રી નભશે તો દેશનું જરૂર કલ્યાણ થશે.'

ત્યારપછી અંતરના ખરા ઉમળકાથી દેવજી બોલ્યો: 'કાનજી શેઠ એમ કેમ કહો છો? આપણી મૈત્રી કેમ નહિ નભે. આપણો સબંધ તો નિઃસ્વાર્થી છે.'

સાંભળીને કાનજી ખુશ થયો. તેણે કહ્યું: 'દેવજી શેઠ એક અનુભવી કહે છે કે—

'પ્રીત કરતાં સહેલ, નભાવવી મુશ્કેલ!'

કેટલાક અદેખા—ઇર્ષ્યાળુઓ કોઇનું સારૂં જોઇ જ ન શકે અને તેથી તેઓ માર્ગમાં કાંટાઓ પાથરશે સમજ્યા? માટે તેવાઓથી હમેશ સાવધ રહેજો.'

'કાનજી શેઠ!' દેવજીએ કહ્યું: 'જખ મારશે એવા લોકો. મિયાં-બીબી રાજી તો કયા કરેગા કાજી! આપણે જો પોતાની આંખે દેખશું અને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરશું તો અદેખાઓ ખાંડ ખાશે. ઠીક છે, સમય બહુ થયો છે, જઇશું હવે?'

કાનજીને પણ એ વાત ગળે ઉતરી અને બન્ને ઉઠયા અને પોતપોતાને સ્થાને ગયા.

તેમણે રસિક અને બોધક જે વાર્તાવિનોદ કર્યો, તેમાંથી વાંચનાર, તને જે કાંઇ હિતકારક જણાય, તે ગ્રહણ કરજે.



# મણકો ૩

## પાંજી પોચ નાંય

### યાને

## જળોદરનો જીવલેણ વ્યાધિ

આ માળાના પહેલા અને બીજા મણકામાં 'પાંજે કુરો અને થિઓ કુરો ?' તથા 'ચોંધા કુરો અને ભાઈંધા કુરો ?' ના જીવનવિનાશક વ્યાધિઓ સંબંધી આપણે કેટલીક માહિતી મેળવી. આજે વળી એવાજ એક વધુ જીવલેણ વ્યાધિના સંબંધમાં આપણે વિશેષ જાણી લઇએ.

કચ્છીપ્રજા જેવી સાહસિક, ઉદાર, ઉત્સાહી અને ઉદ્યોગી પ્રજાના જીવનમાં જે જે અસાધ્ય રોગો પ્રવેશવા પામ્યા છે, તેની જે પ્રકારે મેં ચિકીત્સા કરી છે, તે વિવેકી અને વિલક્ષણ પ્રજા સન્મુખ નિવેદન કરવાની ઉમેદ રાખું છું અને વિશ્વાસ છે કે એ રોગો જો સમજાઇ જાય અને કુશળ વૈદ્યોની સલાહ પ્રમાણે, તેને નિર્મૂળ કરવાના ઇલાજ યોજાય તો આપણી રોગગ્રસ્ત પ્રજા આરોગ્યવાન બની, પૃથ્વીભરમાં પોતાની અમર નામનાથી નામાંકીત થાય.

કાનજી અને દેવજીની પિછાન વાચકને અત્યાર પહેલાં થઇ ગઇ છે. કાનજી વિચારક છે અને દેવજી પ્રચારક છે. એક સાધક છે, બીજો ઉત્તર સાધક છે. કોઇપણ કાર્ય સાધક અને ઉત્તર સાધક સિવાય સિદ્ધ થઇ શકતું નથી. જેમ એક હાથે તાળી ન પડે, તેમ કાનજી એકલો કંઇ પણ કરી ન શકે. બેશક, તે બુદ્ધિમાન છે; તથાપિ

આંખ છતાં પાંગળો માણસ હોય તે નદી નથી ઓળંગી શકતો, તેવી સ્થિતિ કાનજીની છે. તે દેખતો છે, પણ પાંગળો છે અને દેવજીને અજ્ઞાનરૂપી અંધ પડળ આવેલાં છે, છતાં કર્ત્તવ્યશક્તિથી કાર્યને પહોંચી વળવારૂપ તેને પગ છે. તાત્પર્ય એ કે અંધ અને પંગુ ઉભયનો સહકાર સધાય તો સંસારરૂપી નદીને તરી પાર ઉતરાય. કારણ સ્પષ્ટ છે કે પાંગળો ચાલી શકતો નથી, પણ દેખી શકે છે અને આંધળો દેખી શકતો નથી, પણ ચાલી શકે છે. ઉભય વચ્ચે જોઇએ માત્ર પરસ્પરનો મેળ અને વિશ્વાસ. પછી તો આંધળાની ખાંધે બેસી પાંગળો પંથ દેખાડે, તે પ્રમાણે આંધળો ચાલે અને બન્નેનાં હિત અને હેતુ સધાય. જગતમાત્રનું નિયંત્રણ એક બીજાના સહકાર ઉપર રચાયલું છે, એ વાત આપણે કદી ભૂલવી જોઇએ નહિ; કેટલાક જીવાત્માઓ કેવળ વિચાર જ કરી શકે છે, પણ તેમનામાં પ્રચારકાર્યની શકિત હોતી નથી; તેમજ કેટલાકમાં વિચાર કરવાની શકિત હોતી નથી, પણ તે પ્રચારમાં પૂરા પાવરધા હોય છે. કાનજી અને દેવજી બન્ને આ પંકિતના પુરૂષો છે. કાનજીના જીવનમાં રાષ્ટ્ર, સમાજ અને ધર્મ સંબંધીનો વિચારસંભાર સારી રીતે ભરેલો છે. તેણે અનેક સુબોધક ગ્રંથો વાંચ્યા–વિચાર્યા છે અને જીવનને આવશ્યક તેમજ ઉપયોગી એવા કેટલાક સિદ્ધાંતો પણ ઘડી કાઢયા છે. રાષ્ટ્રીય જીવન જીવવામાં કયાં કયાં નડતર નડે છે, સામાજીક જીવનમાં શી શી કુપ્રથાઓ ઘર કરી રહેલી છે તથા ધાર્મિક જીવનમાં કેવા ઢંગધડા વગરના વહેમોએ નિવાસ કર્યો છે, તે વિષે કાનજીએ પુષ્કળ વિચારેલું છે; પણ "**उत्पद्यन्ते विलीयन्ते दरिद्राणाम् मनोरथाः** અર્થાત્ દરિદ્રિઓના મનોરથો મનથી ઉત્પન્ન થઇ પાછા મનમાં જ સમાઇ જાય છે. કાનજીની સ્થિતિ આવી હતી. તે અજ્ઞાની લોકોને અનુસરતો નથી, તેમ તેમને સન્માર્ગ તરફ દોરી શકતો પણ નથી. પરિણામે તે એકલો અટૂલો સમાજથી દૂરનો દૂર રહ્યા કરે છે. જ્ઞાતિનું મહાજન મળે, તેમાંય કાનજી કોઇ

દિવસ ભાગ ન લે. એ તો એમજ માને કે ત્યાં જવાથી નકામો કાળક્ષેપ થવાનો. તે દઢપણે એમ જ માનતો કે જ્ઞાતિરૂપી નાવને ચલાવનાર સુકાનીઓ બુદ્ધિમાન, કાર્યકુશલ, ઉદાર, ગંભીર, નિસ્વાર્થી અને જ્ઞાતિનું ભલું કરવાની ભાવનાવાળા નહિ, પણ માનપાનના ભૂખ્યા, સ્વાર્થી, દંભી અને પાખંડી હોય તો જ્ઞાતિને વિનાશને જ પંથે તેઓ દોરી જાય છે અને હિતને બદલે હાનિ થવા પામે છે. જો તે સુકાનીઓની 'હા એ હા' કરો તો ઠીક, નહિ તો તેઓ પોતાની લાગવગના જોરથી સામાને હેરાન હેરાન કરે છે અને તેથી જ તે જ્ઞાતિની ખટપટોમાં ભાગ લેતો નથી, તેમજ ધાર્મિક કાર્યોથી પણ કાનજી અલગ જ રહેતો; કારણ કે તે એમ માનતો કે જ્ઞાન વગરની કેવળ બાહ્ય ક્રિયાઓ લાભને બદલે નુકસાન વધારે કરે છે. સાંપ્રત કાળમાં ગીતારથ ગુરૂઓનો વિરહ હોવાથી કુગુરૂઓની જાળમાં પડેલા પામર આત્માઓ ધર્મને નામે અધર્મ જ કરી બેસે છે. કોઈ અજ્ઞાની જીવડો દાણા બંદરમાં બામ્બુ મારતો હોય અને સ્પષ્ટ શબ્દનો ઉચ્ચાર ભલેને તે સપશટ કરતો હોય, છતાં પછેડી ઓઢી અને હાથમાં ઓઘો અને મુહપતિ લીધી, એટલે પોતે જાણે તરણતારણ અને પાર ઉતારણ થઇ ગયો હોય, એમ સ્વયં માની લે છે; તેમ લોકો પણ માને છે, પછી તે ફાવે તેમ હાંકે રાખે છે અને તેને અનુસરનારાં મૂર્ખ માનવીઓ 'હાજી હા' કરી, તેની પાછળ ભમે છે અને તે જે માર્ગ દેખાડે, તે તરફ વળે છે. આમ થવાથી પામર આત્માઓનો ઉદ્ધાર થવાને બદલે તેમની અધોગતિ થાય છે. આજકાલ જ્યાં જુઓ ત્યાં ધર્મને નામે ઝઘડાઓ જ નજરે પડે છે. મૂર્તિને બ્હાને, મંદિર કે સ્થાનકને નિમિત્તે ગચ્છ, મત, પંથ કે વાડાને કારણે વાદ અને એમાંથી ઉત્પન્ન થતો વિતંડાવાદ ઠામઠામ નજરે પડે છે. એ બધું કુગુરૂઓને જ આભારી છે, એમ કાનજી માનતો અને તેથી સામાન્ય રીતે ધાર્મિક ક્રિયાઓમાં પણ ભાગ લેવાનો ભાવ તેને થતો નહિ. જો કે તેના આવા વર્તનથી લોક એને

નાસ્તિક અને અધર્મી પણ માનતા—અને એમાં નવાઇ પામવા જેવું પણ શું છે? આસ્તિક અને ધર્મિ તરીકેની પદ્િ સદ્‌ગુણ કે કર્ત્તવ્ય ઉપર નથી મળતી પણ માન્યતા ઉપર મળે છે. પોતાની જેમ જેઓ માને અને વર્તે, તે આસ્તિક અને ધર્મી—પછી ભલે તેમની માન્યતા ભૂલ ભરેલી હોય, અને પૂર્વમાં જવાને બદલે પરિયાણ પશ્ચિમ દિશા ભણી વળતાં હોય! આવા અંધશ્રદ્ધાળુઓથી જે ઉલટી રીતે ચાલે તે નાસ્તિક અને અધર્મિ ગણાય! જ્યાં ત્યાં આવો ગાડરીઓ પ્રવાહ ચાલવાને લીધે કાનજી તેમનાથી હજાર ગાઉ છેટે રહેતો. રાષ્ટ્રીય હિલચાલ માટે પણ તેને ઘણો અસંતોષ રહેતો. ત્યાં પણ તેને પક્ષાપક્ષી, ઇર્ષા, અભિમાન, કીર્તિની કામના અને સ્વાર્થની ગંધ આવતી: આ રીતે કાનજી આજસુધી સામાજીક. ધાર્મિક અને રાષ્ટ્રીય કાર્યોમાં ભાગ લેતો નહોતો: તેનું કારણ એ નહોતું કે તેમાં તે રસ ધરાવતો ન હોય, પણ એમાં તેને આનંદ જ થતો નહોતો; પરંતુ જ્યારથી દેવજીના સંબંધમાં આવ્યો, ત્યારથી તેણે તેની આગળ પોતાના દિલના દરવાજા ખુલ્લા મૂકી દીધા અને આજસુધી સમાજ, ધર્મ તથા રાષ્ટ્ર વિષે તેણે જે જે વિચારણા કરી હતી, તે દેવજી આગળ વ્યક્ત કરવાની તેને અનાયાસે તક મળી અને દેવજી તેને ઓળખી શકયો. પહેલા મણકામાં આપણે જોયું છે કે પ્રથમ તો દેવજી પણ કાનજીને નાસ્તિક અને ધર્મભ્રષ્ટ માનતો; એટલું જ નહિ, પણ તેની નિંદા કરવામાં બીજાઓની સાથે સામેલ થતો; પણ જ્યારથી તેણે તેના વિચારો જાણ્યા ત્યારથી તેના પ્રત્યે તેને પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. તેના વચનમાં તેને વિશ્વાસ આવ્યો હતો અને તેના વિચારો તેને પસંદ પડયા હતા.

દેવજી સિવાય કાનજીને આજસુધી બીજો કોઇ ઓળખી શકયો નથી. બલ્કે, તેના નિકટ પરિચયમાં રહેનાર તેનાં માતપિતા, પત્ની અને બાંધવ આદિપણ તેનું હૃદય ઓળખી શકયાં નહોતાં. તેઓ પણ તેને એકમાર્ગી અને અતડો માનવાની ભૂલ કરી રહ્યાં છે. કાનજી

ઉદાર છે, પણ ઉડાઉ નથી. તે કરકસરીઓ ખરો, પણ કૃપણ નથી. તે નમ્ર છે, પણ નિર્બળ નથી. એક બાજુ સમગ્ર જ્ઞાતિ એક થઇ જાય, તો પણ તે પરવા કરે એવા નબળા મનનો નથી. કદાચ સમગ્ર પૃથ્વીની પ્રજા તેની નિંદા કરે, તો પણ તેનું રૂવાંડું સરખું પણ ફરકતું નહિ. એનું મનોબળ એટલું મજબુત હતું. તે સારી પેઠે જાણતો કે જગત ગધેડાને ઘોડો માને કે ઠરાવે, તેથી ખર ખરેખર ઘોડો બની શકતો નથી; એટલે તેવા અભિપ્રાયની કિંમત મનમાં લાવતો જ નહિ; એટલું જ નહિ, પણ એને કોઇના સર્ટિફીકેટની લોલુપતા હતી જ નહિ, તેમજ લેખકો, વક્તાઓ કે વર્તમાનપત્ર-કારોની સ્તુતિથી તે ફૂલાતો નહિ, તેમ નિંદાથી ગભરાતો નહિ. લક્ષ્મીની સાથે જે જે દુર્ગુણો આવવા પામે છે, તે કાનજીએ પોતાના જીવનમાં ઉતરવા દીધા નહોતા, તેમજ વિદ્યાનો નશો તેને ચડયો નહોતો. લોકો તો એમજ માનતા કે તે ધનનો ગુલામ છે અને એને માત્ર ધંધાની જ ખબર છે. તે સિવાય બીજું કશું જ તે જાણતો નથી; પણ લોકોની એ ચોકખી ગેરસમજ હતી. અલબત્ત તેથી તો કાનજીને નિરાંત હતી, કેમકે તેને કોઇ પજવતું નહિ અને એનો સમય વૃથા જતો નહિ. પોતે ઘેરથી જમીને પેઢીપર જાય અને સમી સાંજે પરવારીને ચોપાટીપર ફરવા જાય. ત્યાં ખુલ્લી હવાનો લાભ લે. શાંત એકાંતમાં નિર્મળ વિચારણા ચલાવે અને પાછો ઘેર જઇ પોતાના વાંચનગૃહમાં સદ્ગ્રંથો સાથે મૈત્રિ બાંધે : આજ રીતે તેણે દિવસો કે મહિનાઓ નહિ, પણ વર્ષો પસાર કર્યાં છે.

નિત્ય નિયમ પ્રમાણે આજે પણ તે ચોપાટીપર આવ્યો છે અને દેવજીની રાહ જોઇ રહ્યો છે. ગઇ કાલે તો દેવજી તેનાથી વ્હેલો આવ્યો હતો, પણ આજે કંઇ કામમાં રોકાઇ ગયો હશે, તેથી મોડો પડયો. પંદરેક મિનિટમાં જ તે આવી પહોંચ્યો. તે હસતો હસતો આવ્યો અને કાનજીની પાસે બાંકડાપર બેઠો. તેણે કહ્યું :

'કાનજી શેઠ! આજે જરા મોડો પડયો. મારી પેઢીપર પેલો

દેવો દાળવાળો આવ્યો અને જામનગર રસ્તે રતડીઆનો રામઇઓ આવ્યો, જે માર્ગમાં બહુજ હેરાન થયો, તેના સમાચાર આપતાં તેણે એમ પણ કહ્યું, કે 'જામનગરમાં ભુજપુરવાળા શેઠ ટોકરશી મુળજી અને ઉમરશી ગોસરની ધર્મશાળામાં રામૈયો રાત્રિ રોકાયો, તેમાં તેને જરા આરામ મળ્યો.' મેં તેને કહ્યું, કે 'એ શ્રીમાનોએ પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો છે. તેમને જેમ પૈસો પેદા કરતાં આવડયો તેમ સદ્દમાર્ગે વાપરતાં પણ આવડયો.' આ વાત દેવાને પસંદ ન પડી. તે તુરત બોલી ઉઠયો, કે 'એ શ્રીમંતો પાસે પુષ્કળ પૈસો છે. તેમાંથી આટલા પૈસા કામ ખાતર ખર્ચે, તેમાં થઇ શું ગયું ?'

દેવાના એ ઉદ્દગારો સાંભળતાં જ મારી દૃષ્ટિમાં 'થિઓ કુરો ?' રૂપી ક્ષયનો વ્યાધિ ખડો થયો. હું ચમક્યો. મને વિચાર આવ્યો, કે માત્ર દેવો જ નહિ પણ એવા હજારો બલ્કે લાખો દેવાઓ એવા પડયા છે, કે જેઓ ભલાની ભલાઇ સહી શકતા નથી. તેઓ ઉપકાર માનવાને બદલે અર્થાત્ કૃતજ્ઞી થવાને બદલે કૃતઘ્ની બને છે. મેં મારો આ અભિપ્રાય દેવાને જણાવ્યો અને વધારામાં 'ઉપાપ જે પથમેં પેતારે જુડો થીઓ કુરો, થીઓ કુરો, ચેંતા'એ કાફી ગાઇ સંભળાવી. આથી દેવો પ્રસન્ન થયો અને તેને પોતાની ભૂલનું ભાન થયું. કાફી એને એટલી ગમી કે તુરત જ તેની છાપેલી પ્રત મારી પાસેથી એણે માગી લીધી. આ રીતે દેવા સાથેની ચર્ચામાં મારો વખત વીત્યો, તેથી વિલંબ થયો.'

આ ખુલાસાથી કાનજી નાખુશ થવાને બદલે પ્રસન્ન થયો. એ તો આબાદ એમ જ સમજ્યો, કે જે દર્દથી કચ્છી પ્રજા પીડાય છે, તે દર્દને દફે કરવા મેં તો માત્ર વિચારો જ કરી જાણ્યા છે, પણ દેવજીએ તો દર્દને પારખી, તેની ચોક્કસ ચિકીત્સા કરવા માંડી છે. દેવજી સાથે જો મારે પરિચય ન થયો હત તો

એના સહવાસનો અલભ્ય લાભ શી રીતે મેળવી શકાત ? આ રીતે કાનજીએ દેવજી પ્રત્યે માન અને ભક્તિની દૃષ્ટિએ જોઇને કહ્યું, કે 'દેવજીશેઠ! આજ તમે ભલે મોડા પડયા. મેઘની રાહ મયુર જોતો હોય, તેમ હું તમારી વાટ જોતો હતો; તથાપિ વિલંબનું તમે જે કારણ જણાવ્યું, તે પછી તો મને એમ પણ થાય છે, કે કદાચ આખો વખત ત્યાં જ રોકાઇ જવું પડયું હોત, તો પણ હું નિભાવી લેત; કેમકે કચ્છી પ્રજા–અરે, સમગ્ર ભારતવર્ષની પ્રજા જે દર્દથી દુઃખી છે, તે દર્દને નિર્મૂળ કરવાના પરમાર્થિ કાર્યમાં તમે રોકાયલા હતા, મારે કબુલ કરવું જોઇએ, કે જે શક્તિ તમારામાં છે, તે મારામાં નથી. તમારી જગાએ હું હોત તો દેવાની વાત સાંભળીને તેને હસી કાઢત અથવા એની ઉપેક્ષા કરીને ચાલ્યો જાત. આપ કેવા ઉદાર અને પરગજુ! આપે તેમ ન કર્યું–એની ભ્રમણા માત્ર ભાગી નાખી અને એને અવળે રસ્તે જતો અટકાવ્યો.'

આ સાંભળીને દેવજીનું મુખડું જરા મલકયું અને પ્રફુલ્લભાવે તે બોલ્યો : 'તમને આવી વાતોથી નવાઇ લાગે છે ? ગઇ કાલની જ વાત કરૂં : કાલે તમારાથી છૂટો પડયા પછી હું ઘેર ગયો અને કુટુંબીજનોને 'ચોધા કુરો' અને 'ભાઇંધા કુરો'ના ચેપી રોગની કાફી સંભળાવી અને તેની સમજુતી આપી. પછી આજે વખારપર જે જે ભાઇઓ મળ્યા, તેમને પણ એ રોગના કડવાં ફળ સમજાવ્યાં; એટલું જ નહિ. પણ કાફીની ૫૦૦૦ પ્રતો છાપવા પણ આપી દીધી–અરે, અત્યારે અહીં આવતો હતો, ત્યારે પણ રસ્તામાં—

લોક દૃષ્ટિ કે ધિલડેમે ધારીં રે ;
કુરો ચોંધા કુરો ભાંઇંધા વિચારીં.

એ ચરણો ગણગણતો ચાલતો હતો. વળી આજે સવારે ઉઠીને 'પાંજે કુરો' અને 'થિઆ કુરો'ની કાફીઓ સંભારી ગયો અને પછી 'ચોંધા કુરો' અને ભાઇંધા કુરો'ની કાફી કંઠસ્થ કરવા લાગ્યો.

શી વાત કહું? મારી આવી પ્રવૃત્તિથી ઘરનાં તો બધાં ચકિત થઇ ગયાં છે. હું જાણે કોઇ પ્રદર્શનમાંની અજબ ચીજ ન હોઉં, તેમ ચાલીવાળા પણ જતાં આવતાં મારી સામે ધારી ધારીને જોઇ રહે છે અને મારા વિષે વાતો કરતા હોય છે. અમારા આખા માળામાં તમે જઇને જુઓ તો બાઇઓ કે ભાઇઓ, છોકરા કે છોકરીઓમાંથી ઘણાંખરાંને 'પાંજે કુરો?' 'થિઓ કુરો' 'ચોંધા કુરો?' અને 'ભાઇંધા કુરો?'ની કાફીઓ આલાપતા જોઈ શકશો. એજ પ્રમાણે રાંધતાં રાંધતાં કેટલીક બાઇઓને પણ આ કાફીઓમાંની કડીઓ ગાતી સાંભળશો. વળી સ્ત્રી સ્વાભાવિક રીતે જ કિન્નરકંઠી હોવાથી, એમને મુખડે ગવાતી એ મધુર કાફીઓ સાંભળવાનું મને પણ મન થઇ જાય છે. અલબત્ત, મને સાંભળતો જોઈ તેઓ સંકોચ પામે છે અને શરમાઇ જાય છે: પણ હું તેમને તેવો સ્વભાવ રાખવાની ના પાડું છું. તેમને લાગેલી આ પવિત્ર લગનીમાં ઉત્તેજન આપું છું અને વખાણું છું. આથી એમનો સંકોચ દૂર થાય છે અને મોકળા મનથી ગાવા માંડે છે. કેટલીક બ્હેનો તો મને પૂછે છે, કે, 'ભાઇ! અમને તે ગાવી ઘણી ગમે છે પણ એનો ઢાળ જોઇએ તેવો બેસતો નથી, છતાં એવી એ રસિક છે, કે તે ગાવામાં ખૂબ મઝા પડે છે. હું તેમને સમજણ પાડતો, કે બ્હેનો, એ કાફીઓ સંભળાવનાર અને એનું રહસ્ય સમજાવનાર આપણી જ જ્ઞાતિના કાનજીશેઠ કરીને છે, કે જેમની નિંદા લોકો પેટ ભરીને કરે છે અને એમને નાસ્તિક તથા ધર્મભ્રષ્ટ માનતાં પણ પાછા હઠતા નથી. હું પણ લોકોના જેવી જ માન્યતા ધરાવતો હતો, પણ છેક પરમ દિવસે જ ચોપાટીપર તેમનાં પવિત્ર દર્શન થયાં અને એમના સત્સંગનો રંગ લાગ્યો, ત્યારે જ મારી ભ્રાંતિ ટળી. તે દિવસથી કાનજીશેઠ માટે મારામાં પૂજ્યભાવ ઉત્પન્ન થયો. મને ખરેખર સમજાયું, કે આપણી જ્ઞાતિમાં વિચાર કરવાની શક્તિ ઘણી ઓછી છે. એકનું ગાયું ગાવું, દેખાદેખી દોડવું અને એ પ્રમાણે ક્રમેક્રમે ગાડરીઆ

પ્રવાહે ચાલવું એ આજની જનતાનો જાણે કે મુખ્ય જીવનધર્મ જ થઇ પડયો છે. પોતાને આંખો છતાં જાતે અવલોકન કરી શકે નહિ અને બુદ્ધિ છતાં સ્વતંત્રપણે વિચારી શકે નહિ. અમુક પુરૂષને નિંદ્ય ગણવામાં આવતો હોય અને અમુકને વંદ્ય ગણવામાં આવતો હોય તો એ લોકમાન્યતા વિષે વિવેકશક્તિથી સ્વયં સારાસારનો વિચાર કોઇ કરતું નથી ! પરિણામે કેટલાય સદ્‌પુરૂષો નાહક નિંદાપાત્ર ઠરતા હોય છે તો કેટલાક લેભાગુ પત્થરાઓ દેવની પેઠે પૂજાય છે. મારાં આ વચનોની અસર એ બ્હેનોને તો ધારવા કરતાં પણ વધારે સારી થઇ અને તેમના મનનું પુરેપુરૂં સમાધાન થઇ ગયું. તેમણે જણાવ્યું, કે 'ગમે તેમ હોય; અમારે શું ? કરશે, તે ભરશે: આપણે તો આ સૌમાંથી સાર હોય, તે લેવો. રજકણુમાંથીએ રત્નકણીકાઓ હોય, તે આપણે વીણી લેવી જોઇએ; કેમકે કામ રજકણુ સાથે નથી, પણ રત્ન સાથે છે. બાકી જગતમાં એક ઇશ્વર સિવાય બીજું કોણ સર્વગુણસંપન્ન છે ? દોષ દેહધારીમાં ન હોય તો શું દેવમાં હોય ? દોષે હોય અને ગુણ પણ હોય. ગુણીજન તો એજ કે જે દોષ તરફ દુર્લક્ષ્ય રાખી ગુણ માત્રને ગ્રહણ કરે.'

"મને આ બાઇઓના બોલ સોનામહોર જેવા લાગ્યા. મેં તેમને ભલામણ કરી, કે બ્હેનો ! બપોરે કામકાજથી પરવારો ત્યારે અને રાતે વાળુપાણીથી પરવાર્યા પછી, ફુરસદની વખતે ગામગપાટા કે નિંદાકુથલીમાં નકામો કાળક્ષેપ કરવાને બદલે સૌ એકઠાં થઇ આ કાફીઓ ગાઓ તો કેવું સારૂં ! એથી અનેક લાભ થાય: સંગીતનો આનંદ મળે, ગાનાર અને સાંભળનારનાં દિલ પ્રફુલ્લ થાય, નઠારા વિચારોમાંથી મન સારા વિચારો તરફ વળે અને એ બધા ઉપરાંત કાફીઓમાંના બોધથી બુદ્ધિનો વિકાસ થાય અને આત્માની ઉન્નતિ સધાય. તમે જાણતાં જ હશો કે આપણી કોમમાં દુર્ભાવનારૂપ અસાધ્ય વ્યાધિઓએ કેવું ઘર ઘાલ્યું છે ! તેને દૂર કરવા કટિબદ્ધ થવું જોઇએ. જો દરેક બ્હેન નિશ્ચય કરે, કે આજથી કોઇપણ દુઃખી

દેખાય ત્યારે 'પાંજે કુરે ?' કહીને કર્ત્તવ્યભ્રષ્ટ નહિ બનું; કોઇ ભલા સજ્જનની ભલાઇ પ્રત્યે 'થિઓ કુરે ?'ની ભાવનાથી વર્તીને કૃતઘ્ની નહિ થાઉં અને દેખાદેખી કંઇપણ પ્રવૃત્તિ કરતાં 'ચોંધા કુરે ?' અને 'બાંઇધા કુરે ?' કહી હાનીકર્તા રૂઢિયોને નહિ અનુસરૂં—એકેએક બ્હેનો જો આવો નિર્ણય કરવા માંડે તો મારી ખાતરી છે, કે ટૂંકી જ મુદતમાં તમામ દુર્ભાવનાઓ દૂર થવા પામે. મેં તો પરમ દિવસથી નિશ્ચય કર્યો છે, કે મારે એ દર્દોથી મુક્ત થવા પ્રયત્ન કરવો અને બીજાઓને એ રસ્તે દોરવા મથવું. ધારે તો માણસ શું ન કરી શકે ? એને શી વસ્તુ અશકય છે ? જો મનપર લેવાય તો આ પ્રકારનાં દર્દ જે રીતે દાખલ થયાં છે, એ રીતે જ તેને ટાળી પણ શકાય. મારા આ શબ્દ સાંભળીને બ્હેનો પ્રસન્ન થઇ અને કેટલીક ઉત્સાહી બ્હેનોએ તો દુર્ભાવનાઓથી દૂર રહેવાનો સંકલ્પ કર્યો: એટલું જ નહિ, પણ આ તત્ત્વનો પ્રચાર કરવાની સદ્ભાવના જણાવી."

ઉમંગના આવેશમાં આવી જઇ દેવજી જેમજેમ વાત લંબાવતો હતો, તેમતેમ કાનજી અતિ પ્રસન્ન થતો હતો. તેને વિશેષ ખાતરી થવા માંડી, કે દેવજીમાં પ્રચારકાર્યની શકિત સારી છે. એ વિષે હવે સંદેહને જરાપણ સ્થાન નથી. તેને એમ પણ લાગ્યું, કે પોતે દેવજીના મનોક્ષેત્રમાં સુવિચારનું જે બીજારોપણ કરે છે, તે યોગ્ય સ્વરૂપે અંકુરિત થાય છે અને એક દિવસ એવો પણ આવશે, કે જ્યારે ઘટાટોપ ફળદ્રુપ વૃક્ષ રૂપે તે ફાલીને, એનાં મીઠાં ફળ પ્રજા પામી શકશે. 'દિનુ કડેં કિનુ ન થીએ' અર્થાત્ આપેલું કદિ વૃથા ન જાય, એ કચ્છી કહેવતનો આજ તેને પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો.

દેવજીનો ઉપકાર માનતાં કાનજીએ કહ્યું, કે 'દેવજી શેઠ ! વિદ્યા અને કળાને ઉત્તેજન મળે તો તેનો વિકાસ થાય અને ઉત્તેજન ન મળે તો તેનો નાશ થાય. એ બન્ને વાંનાં વેલડી જેવાં છે. વેલને વાડ, દિવાલ તથા વૃક્ષનો આશ્રય મળે તો તે ઉંચે ચઢે છે અને નહિ તો પગ તળે છુંદાઇ નાશ પામે છે; એવું જ વિદ્યા અને કળા માટે

સમજવું. પ્રાચીન કાળમાં રાજા મહારાજાઓ અને શેઠ શાહુકારો વિદ્વાનોની કદર કરતા અને તેમને ઉત્તેજન આપતા. કલાકારોને પ્રોત્સાહન મળે, તે માટે તેમને પારિતોષક મળતાં. કાળક્રમે હવે એ આવશ્યક વાતો ભૂલાતી જાય છે. રાજામહારાજાઓ ભોગવિલાસમાં પડી ગયા છે ને શેઠ શાહુકારોને 'જે. પી.' સરનાઇટ.' 'રાવસાહેબ' કે 'કૈસરે હિન્દ' જેવા ઇલ્કાબોની મોહિની લાગી હોય છે, કે જે ઇલ્કાબો જીવનનું કાંઇજ દારિદ્ર ફીટાડી શકતાં નથી. માલદારો કીર્તિભૂખ્યા હોય છે, એટલા કલાશોખીન હોતા નથી. તેમને જેટલી પ્રાર્થિવ મોટાઇ પસંદ હોય છે, એટલા તે વિદ્યા–વ્યાસંગી જણાતા નથી. સ્વલ્પ ક્ષણોના કહેવાતા આનંદકારી લ્હાવા માટે તેઓ લાખ્ખો રૂપિયાનો ધુમાડો કરતાં અચકાતા નથી; પણ તેમને જો વિદ્યાના દાન માટે કે કલાના ઉત્તેજન વિષે કહેવામાં આવે તો તેમનું મોં તુરત જ લેવાઇ જાય છે અને હરકોઇ બ્હાને આશ્રિત જનોને વિલે મોઢે પાછા કહાડવામાં આવે છે. તેઓ આવે વખતે એમ જ કહેવાના, કે 'પાંજી પોચ નાંય!' (આપણી શક્તિ નથી) કોઇ વિદ્યાર્થી સ્કોલરશિપ લેવા જાય, કોઇ પત્રકાર સહાયતા માગવા જાય, કોઇ વિધવા કાંઇ મદદની માગણી કરે કે કોઇ સંસ્થાના સંચાલકો ફંડમાં ફાળો ભરાવા જાય, તો તેઓ એ જ જવાબ આપવાના કે 'પાંજી પોચ નાંય!' કોઇ વિરોધીને હેરાન કરવાની જરૂર જણાય તો તે વખતે કોથળીનું મોં છૂટું મૂકવામાં આવે છે. લાડી, વાડી ને ગાડી માટે; ભોગવિલાસ કે વૈભવ માટે; ખાનપાન કે માનમોટાઈ માટે અને એથી આગળ વધીને કહું તો અનિષ્ટ રૂઢિઓના પોષણ માટે તેમની પાસે 'પોચ' હોય છે, પણ પારમાર્થિક કાર્યો માટે એ 'પોચ'ને પાંખો થઇ જાય છે! મારાજ અનુભવની એક વાત તમને કહું: એકવાર હું કચ્છમાં મારે વતન ગયો હતો. તે વખતે ત્યાંના એક શ્રીમંતને ત્યાં અનાયાસે જઇ ચઢયો.એ ગૃહસ્થ ગર્ભશ્રીમંત નહોતા, પણ પૂર્વના પૂણ્યબળે છેલ્લા એકાદ દાયકાથી લક્ષ્મીદેવી એમને પ્રસન્ન થયાં હતાં. પછી તો પૂછવું જ

શું ? ગામમાં સુંદર મ્હોલાત બંધાવી ! અને એનો લાભ લેવા ચારેક મહિના માટે જ પોતે કચ્છમાં પધાર્યા હતા. તેમની સાથે મારે મીઠો સંબંધ હતો, તેથી હું પણ પ્રસંગોપાત તેમની પાસે જતો. તે દિવસે હું તેમને ત્યાં ગયો, ત્યારે તેમના નોકરે એ શ્રીમાનને એવું કહેતા મેં સાંભળ્યો, કે 'આપણી મેડી પછવાડે અમુક ભાઇએ ખાતરનો ઢુંઢલો નાખ્યો છે. મેં તેને ના પાડી, છતાં તેણે કહ્યું, કે 'અમે તો ખાતર હમેશ અહીં જ નાખતા આવ્યા છીએ, માટે નાખવાના. તારા શેઠે તો હમણાં મેડી બાંધી, પણ ખાતર તો અહીં તે પહેલાંનું નંખાતું રહ્યું છે.' આ કથન સાંભળી શેઠનો મિજાજ ગયો. તેઓ બ્હારીએ ગયા અને ખાતર નાખનારને ધૂતકારી કહાડતાં મુખમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. તેમણે દુર્વાસાનું સ્વરૂપ ધારીને કહ્યું, કે 'કચરા ! તું તારા મનમાં શું સમજે છે ? હવેથી અહીં જો ખાતર નાખીશ તો યાદ રાખજે, તારાપર ફરિયાદ માંડીશ અને તું હેરાન થઇ જઇશ. મને ઓળખે છે ? હજારો રૂપિયા ખર્ચવા પડે તો ખેર, પણ તને ખરાબ કરી નાખીશ અને તારી ખોડ ભૂલાવી દઇશ. ત્યારે કચરાએ ઉશ્કેરાઇ જઇ કહ્યું. 'જોયા હવે ખોડ ભૂલાવી નાખનારા ! પૈસાના જોરપર ઝઝુમતા હશો ! નથી જાણતા, તમારો બાપ તો ખાતર ઉપાડી ઉપાડીને ખપી ગયો અને તમેય આજસુધી બળદનાં પૂછડાં મરડી મરડી મોટા થયા છો ? હવે પૈસા થયા, એટલે આટલો બધો મદ રાખતા હશો, પણ પૈસો તો આજ છે અને કાલ નથી. પેલો લાખો લખ્ખોપતિ હતો, પણ હવે ટકાનો ત્રણ શેર ગણાય છે. અમે પૈસાદાર નથી, એટલે બંગલા બાંધતા નથી તેમ અમારે વેચવા પડતાય નથી, કે વખત આવે કચેરીમાં જઇ નાદારી નોંધાવવી પડતી નથી. મહેનત કરી હકનો રોટલો ખાઇએ છીએ; થાય તે કરી લેજો. મુડીનો મદ કોઇ બીજા આગળ બતાવજો. અમે તમારાથી ડરતા નથી; ડરીએ છીએ એક પ્રભુથી.'

આ તકરાર વધી પડત, પણ હું બન્નેની વચમાં પડયો. તેમને

શાંત પાડયા અને પેલા શ્રીમંત સ્નેહીને સમજણ પાડતાં કહ્યું, કે 'ભાઇ! તમારી ભૂલ થાય છે. એ લોકોને તો રાજી રાખવા જોઇએ. આપણે થોડા દહાડા હવા ફેર માટે આવીએ, તેમાં વળી આવી તકરારો શી? અને સાથે શું લઇ જવાનું છે? અહીં અમર પણ કોણ રહેવાનું છે? પંખીનો મેળો કે નદિ–નાવના સંજોગ જેવો આપણો અવતાર છે; માટે બને તેટલી ભલાઇ વ્હોરવી અને બે પૈસા પેદા કર્યા તો તેનો સદુપયોગ કરવો, એજ ઉત્તમ છે. અદાલતે ચઢવામાં કંઇ જ સાર નથી. મેડી પાછળ ખાતર નાખવાની હઠ પકડીને ભલે તે મોટો થાય: એથી કદાચ તમારી મેડી બગડે તો ચુનાથી ધોળાવી નંખાવજો.'

આ રીતે શેઠને સમજાવીને શાંત પાડયા, તે દિવસે મને સમજાયું કે કોઇને ખરાબ કરવો હોય, કોર્ટે ઘસડવો હોય કે લાંચ રૂશ્વતથી ધાર્યું કામ કઢાવી લેવું હોય, તો તે વખતે પૈસા ખર્ચવામાં બાદશાહી ઉદારતા બતાવીએ છીએ; પરંતુ કોઇ દુ:ખી કે અનાશ્રિતને મદદ કરવી હોય, ત્યારે 'પાંજી પોચ નાંય !' એમ કહી કર્ત્તવ્ય વિમુખ થતાં હૃદયને જરાય ધક્કો પહોંચતો નથી !

કેટલાકને જલંદર અથવા જળોદરનો રોગ થાય છે. એવા રોગીનું પેટ મોટું હોય અને હાથપગ પાતળા દોરડી જેવા હોય. દરદી બીછાને પડયો હોય છે, તે હાલીચાલી શકતો નથી, તેનાથી કામકાજ થતું નથી, તે નકામા જેવો થઇ પડે છે. દુર્બળતા વધતી જાય છે અને આખરે એ રોગ રોગીનો ભોગ લે છે, ત્યારે જ જંપે છે. 'પાંજી પોચનાંય!' એ જલંદર જેવો જ બીજો વ્યાધિ છે. તે જે પૈસાદારોને લાગુ પડે છે, એની દશા પણ આવી જ થાય છે. લગ્નમહોત્સવ હોય, વરઘોડા કહાડવા હોય, મોજ માણવી હોય, બંગલા બંધાવવા હોય, ગાનતાન અને નાચપાર્ટિના નાટારંગ ભજવવા હોય, ત્યારે કહેશે કે 'પાંજી પોચઅય' અને તેથી ઉલટું, વિદ્યાકલા કે સાચા પૂણ્યદાનમાં પરમાર્થ ખાતે પૈસા ખર્ચવાનો પ્રસંગ

આવે, ત્યારે કહેશે કે ' પાંજી પોચનાંય!' આનું પરિણામ એ આવે છે કે પ્રજાની બુદ્ધિ અને શક્તિ ઘસાતી જાય છે. જલંદરનો રોગી જેમ નકામો થઈ પડે છે અને ખાટલે પડયો રહી દિવસો નિર્ગમન કરે છે, તેમ કુરૂઢિઓ નિમિત્તે મોજ માણવા કે વાહવાહના પ્રસંગે જ જે માણસો પૈસો ખર્ચે છે અને પ્રજાની બુદ્ધિ–શક્તિની ખીલવણી વખતે ' પાંજી પોચનાંય!' કરી બેસી રહે છે, તેઓનું જીવન અને ધન નકામું થઇ પડે છે. જેમ જલંદરના રોગીનું પેટ મોટું થાય છે, પણ હાથ પગ નબળા પડે છે અને તે શક્તિહિન થતો જાય છે; તે જ પ્રમાણે કુરૂઢિઓના રક્ષકો અને માનપાનના ભૂખ્યાઓ જલંદર રોગી જેવા જાણવા. તેઓ એક અંગનું પોષણ કરવા જતાં બીજાં ખાસ જરૂરી અંગોનું શોષણ કરે છે; માટે જ્યાંસુધી સીધો રાહ પકડવામાં ન આવે, ત્યાંસુધી હાલની સ્થિતિમાં ફેરફાર થવો અશક્ય છે. માત્ર દિશા જ બદલવાની જરૂર છે. દષ્ટિકોણ બદલો અને સંસારસૃષ્ટિનો સર્વોત્તમ લ્હાવો લ્યો. જ્યારે જ્યારે પરમાર્થના પ્રસંગ આવે ત્યારે ત્યારે ' પાંજી પોચઅય ' એમ કહેવું જોઇએ અને લગન મહોત્સવો, ઝગડાના પ્રસંગો કે મોજમઝા માણવાના પ્રસંગો ઉપસ્થિત થાય, ત્યારે ' પાંજી પોચનાંય ' એમ કહેવું જોઇએ. જો પ્રત્યેક માનવી આ પ્રમાણે પોતાની દષ્ટિ બદલી નાખે તો જોતજોતામાં પ્રજાની ઉન્નતિ થવા પામે, એમ મારૂં માનવું છે; પણ જ્યાંસુધી ' પાંજી પોચનાંય ' રૂપી જલંદર રોગની વૃદ્ધિ થતી રહેશે, ત્યાંસુધી બુદ્ધિ–શક્તિનો વિકાસ થવો સંભવિત નથી."

કાનજીનું ઉપરોક્ત કથન દેવજીને અક્ષરશઃ સાચું લાગ્યું. તેને કાનજીની સમજણ સાચી જણાઇ. આજ પોતે જાણે નવું જીવન પામ્યો હોય, એમ દેવજીને લાગ્યું. તેને એમ થયું કે આટલાં વર્ષો પાણીમાં ગયાં. જેમ કુશળ વૈદ્યો કે ડોકટરો નાડીની પરીક્ષામાં નિપુણ ગણાય છે, તેમ પ્રજાના માનસિક જીવનનું નિરીક્ષણ કાનજીએ બરોબર કીધું હોય, એવું દેવજીને સ્પષ્ટ દેખાવા લાગ્યું. કાનજીનો દાદો

દેવગત થયો, ત્યારે નાતજમણ કરવાની તેણે ધસીને ના પાડી. જો કે સગાં વ્હાલાંએ તો તેને ઘણું ઘણું સમજાવ્યો, પણ એમની મ્હેનત લેખે ન લાગી. કાનજીનો દીકરો પરણ્યો, ત્યારે તેણે ધામધૂમ ન કરી. દેવજીને એનું રહસ્ય આજે જ સમજાયું. તેને ખાતરી થઇ કે પાર્થિવ ભોગ વિલાસ માટેનાં આવાં ખર્ચો, એ નકામાં ખર્ચો છે અને તે ન કરવામાં કાનજીની કૃપણતા નહોતી, બલ્કે એજ પૈસો સન્માર્ગે વાપરવાની ઉદાર ભાવના હતી. કેળવણી પાછળ કાનજીએ હજારો રૂપિયા ખર્ચ્યા. દિન દુઃખીને મદદ કરવામાં તેણે પાછી પાની કરી નથી. અનાથ બાળ વિધવાઓને સહાય કરી તેણે અનેકના આશીર્વાદ મેળવ્યા છે. કાનજી પરોપદેશે પાંડિત્ય કરે એવો નથી જ. એ તો જે માને છે, તેજ પ્રમાણે વર્તે છે, એ વાતની દેવજીને આજ પુરેપુરી ખાતરી થઇ. તેણે કાનજીના કથનને અનુમોદન આપતાં એટલું જ કહ્યું, કે

"કાનજી શેઠ, ગઇ કાલે અને તેને આગલે દિવસે તમે જે જે કહ્યું છે, તેના કરતાં આજે તો તમે કોઇ અજબ વાતો કરી છે. તમારો શબ્દે શબ્દ સાચો છે અને પ્રજાજીવનની નાડ તમે જ બરાબર પારખી છે. તમે કહો છો તેમ પરમાર્થને પ્રસંગે 'પાંજી પોચ નાંય, કહેનારા હવે મને પગલે પગલે દેખાય છે. અથવા એમ શા માટે? હું મને પોતાને પણ એજ પંક્તિમાં મૂકી શકું, એવી મારી ડામાડોળ મનોદશા આજસુધી હતી. આજે જ તમે મારી આંખો ઉઘાડી છે. જ્યારે આ મહાન રોગનાં ભયંકર લક્ષણ તમે વર્ણવતા હતા, ત્યારે હું મારૂં જીવન નિહાળી રહ્યો હતો અને તમારૂં કથન વિચારી રહ્યો હતો. હવે આજથી મને તમે રોગમુક્ત થએલો જોશો. પરમાર્થનાં કાર્યોમાં 'પાંજી પોચનાંય' એવું આજથી કદી પણ કહેવાનો નથી. અને કહીશ તો માત્ર ખોટાં ખર્ચો વખતે જ. હવે આપને એક જ વિનતી કરવાની કે જેમ 'પાંજે કુરો?' અને 'થિઓ કુરો?' તેમજ 'ચોંધા કુરો' અને ભાંઇધા કુરો'ની કાફીઓ તમે સભં-

ળાવી હતી, તેમ 'પાંજી પોચ નાંય'ની કાફી હોય તો મને ન સંભળાવો ?"

કાનજીએ દેવજીની માગણીનો સ્વીકાર કર્યો અને નીચે મુજબ કાફી ગાઇ સંભળાવી :—

**રાગ ભૈરવી-ત્રીતાલ**

(પામ્યો પામ્યો પદમણી નાર રે-એ ચાલ)

**શુભભાવ કે ધિલડેમેં ધરજારે, 'પોચનાંય'**
કડેં મ ઉચરજા;
'પાંજી પોંચનાંય' કડેં મ ઉચરજા—શુભભાવ
દેવકે દુર્લભ નરભવ ગાણુજા,
સ્વાર્થ સાધેલા કેંકે મ હણુજા;
બારે બેંકે મ બરજારે—પોચ ૧
ધર્મ કર્મ શીખજા સત્સંગે,
ભલાઇમેં રોજા નીત રંગે;
પરકે ઠારે ઠરજારે—પોચ ૨
અભરેં કમેંથી અળગા રોજા,
ભલાઇલા સંકટેંકે સોજા;
સ્વદેશકે ઉદ્ધરજારે—પોચ ૩
પરનિંદામેં ભાગ મ ગીનજા,
રંકેલા પ્રીતીથી પીનજા;
'વીર'વચન નીત સ્મરજારે—પોચ ૪
ભલો કરેને મોંસે મ ચોજા,
પાપજે પથમેં કડેં મ પોજા;
ભક્તિનાવેં તરજારે—પોચ ૫

ડાસ ડીસેમેં થી જા અંધા,
પરનિંદાજા કજા મ ધંધા;
પેલા પીંઢ સુધરજારે—પોચ ૬
પિંઢ જંડા બેંકે પણ ન્યાર્યો,
પરકે દુઃખ દીંધલકે વાર્યો;
પરજી પીડા હરજારે—પોચ ૭
પ્રભુસુત ગણુજા પ્રભુસમ પ્રીતેં,
કજા 'સુસેવા' સારી રીતેં;
મોહ મદ માને મ મરજારે—પોચ ૮
લેખે લગાયો સાધન શકિત,
ધરજા રગ રગ ભાવને ભકિત;
'શિવ' સુંદરીકે વરજારે—પોચ ૯

ગુજરાતી ભાવાર્થ:-

શુભ ભાવને દિલડામાં ધારણ કરજો,
પોંચ નથી એમ ક્યારે પણ નહિ ઉચ્ચરજો;
'આપણી પોંચ નથી' એમ કયારે પણ નહિ ઉચ્ચરજો,
દેવને દુર્લભ નરભવ ગણજો;
સ્વાર્થ સાધવા કોઇને પણ નહિ હણજો,
બીજાને બાળી નહિ બળજો—૧
ધર્મ કર્મ સત્સંગથી શીખજો,
ભલાઇમાં નિત રંગે રહેજો;
પરને ઠારીને ઠરજો—૨
ખરાબ કાર્યોથી અળગા રહેજો,
સત્પુરૂષાર્થ માટે સંકટ સહેજો;
સ્વદેશને ઉદ્ધરજો—૩

## (૪) પાંજી પોચ નાંય




કુરેશી નાયક શેઠીઆઓ કહે છે (વિદ્યાકરાના ઉત્તેજન પ્રસંગે) ''પાંજી પોચ નાંય'' (આપણી શક્તિ નથી.)

પરનિંદાને પરહરજો,
રંક માટે પ્રીતિથી ભિક્ષા માગજો;
નિત્ય વીરવાણી સ્મરજો—૪
ભલું કરીને મુખથી નહિ કહેજો,
કોઇ દિ' પાપ પંથે ના પડજો;
ભક્તિનાવથી તરજો—૫

દોષ દેખવામાં આંધળા થજો,
પરનિંદાના ધંધા નહિ કરજો;
પ્રથમ પોતે જ સુધરજો—૬
પરને પોતા સમાન નિહાળો,
પરને દુઃખ દેનારાને નિવારો;
પરની પીડા હરજો—૭
પ્રભુસૂતને પ્રભુ સમાન પ્રેમથી ગણજો,
સત્સેવા સારી રીતે કરજો:
મોહ મદ માનથી નહિ મરજો—૮

સાધન ને શક્તિ લેખે લગાડો,
રગ રગમાં ભાવ ને ભક્તિ ધારણ કરજો;
'શીવ' સુંદરીને વરજો—૯

આ કચ્છી કાફી સાંભળી દેવજી ખુશ ખુશ થઇ ગયો અને હર્ષાવેશમાં આવીને બોલ્યો: " કાનજી શેઠ ! આ કાફી મને લખી આપો. એની પણ હું ૫૦૦૦ પ્રત છપાવીને પ્રભાવના કરીશ. 'પાંજી પોયનાંય' રૂપી જલંદર રોગથી પ્રજા સત્વર મુક્ત થાય, એ મારા અંતરની તીવ્ર અભિલાષા છે. "

## ચિત્ર-પરિચય

કાનજીએ તે જ વખતે કાફી લખી આપી અને વિશેષમાં કહ્યું: ' દેવજી શેઠ ! જરા આ ચિત્ર તરફ નજર કરો. જે ખુરશી ઉપર બેઠો

છે તે એક શ્રીમાન છે અને તેની સામે જે ઉભો છે તે એક પરોપકારી યુવાન છે. તે નિરાધાર બાળકો, અનાથ બાળ વિધવાઓ, અને સાધન વગરના ભૂખે મરતા રંકોને મદદ અપાવવા પોતાની સાથે લાવ્યો છે. શેઠને તે કહે છે કે 'શેઠ ! એમને કંઇ મદદ કરો' ઉત્તરમાં શેઠ કહે છે કે 'પાંજી પોચ નાંય'! તેના ઉત્તરમાં તે યુવાન કહે છે કે 'શેઠ! લગ્ન મહોત્સવો નિમીત્તે વેશ્યાઓના નાચ કરાવવા, દારૂખાનું ફોડવા, વીજળીની બત્તીઓની રોશની કરવા, ટીપાર્ટીઓ, કરવા, જે. પી. રાવ સાહેબ, સરનાઇટ કે સી. આઇ. ઇ.ની પદવીઓ માટે પાણીની પેઠે પૈસા વેરવા, એક નાની વાતને મોટું રૂપ આપી કોર્ટમાં જઇ વકીલો, બેરીષ્ટરો અને સોલીસીટરોને હજારો રૂપીઆની થેલીઓ આપવા, જ્ઞાતિ જમણો કરવા, કિર્તિ માટે સંઘો કાઢવા, નામના માટે ધર્મશાળાઓ, પાંજરાપોળો, મંદિરો, ઉપાશ્રયો અને થાનકો બાંધવા પૈસા-શક્તિ છે અને માનવ બાંધવો અને બ્હેનોને સહાયતા કરવા પૈસા-શકિત નથી. આ શું કહેવાય ? શેઠ, તમારા દાનની દિશા હવે બદલો. જમાનો બદલાયો છે, નવયુગનો સંદેશો સાંભળો અને તેનો અમલ કરો; નહિ તો પસ્તાશો."

શેઠના મન ઉપર તેના કથનની જરાય અસર ન થઇ. આ એક નહિ પણ દેશમાં હજારો-સંખ્યાબંધ શ્રીમંતો એવા છે કે જેઓ પોતાનો પૈસો કેવળ નામના અને કિર્તિના માટે ખર્ચે છે. જ્યાં માનવ આત્માઓને ઉત્તેજન આપવાનો પ્રસંગ આવે ત્યાં 'પાંજી પોચ નાંય' કહીને 'કટાણું મોઢું' કરી ઉભા રહે છે અને જ્યાં ગરીબોને કચડવાનો પ્રસંગ આવે કે કોઇને દબાવવાનો કે પાયમાલ કરવાનો મોકો મળે તો હજારો નહિ બલ્કે લાખો રૂપીયા તેઓ ખર્ચવા તત્પર થઇ જાય છે. જે દેશમાં સાધન સંપન્ન આત્માઓની એવી ઉલટી સમજ હોય તે દેશમાં સુખ, શાંતિ અને આબાદી કયાંથી સંભવે ?

'દેવજી શેઠ ! જુવો છો ? પારસી કોમ કેટલી નાની છે છતાં

## (૫) કુરૂઢી પોષણનું પરિણામ.




કુરૂઢી પોષક પામર પ્રાણી સમાજની શક્તિ પોષવાને બદલે કુવાસનાઓ પોષે છે તેના પરિણામે સમાજ જલંદર રોગી-વિરૂપ બને છે

તેમણે કેળવણી પાછળ કરોડો રૂપીયા ખર્ચ્યા છે. આરોગ્ય માટે, હોસ્પીટલો માટે, કરોડોનાં દાન આપ્યાં છે. તેમજ પોતાની કોમના ગરીબો માટે પંચાયત ફંડો સ્થાપન કર્યાં છે. આપણા હિન્દુ શ્રીમાનો એનો ધડો લે તો આપણી કોમ અને દેશનો ઝટ ઉદ્ધાર થાય. પણ 'એ દિન કબ કે મિયાં કે પાંઉમેં જુતીયાં' એ કહેવત પ્રમાણે તેમની આંખો કોણ ઉઘાડે? તેમની મતિ ઠેકાણે કોણ લાવે? ધર્મગુરૂઓ તો શ્રીમંતોને રાજી રાખવા મથે છે; કારણ કે એમ કર્યા વિના તેમની માન-પાનની ભૂખ ભાંગે તેમ નથી અને ધર્મગુરૂઓ વિના બીજા કોઇને તેઓ માને તેમ નથી'

દેવજી કહે "કાનજી શેઠ! નિરાશ મા થાઓ, કહ્યું છે કે

"કુવા ઉપરના કઠણ જે પાકા કાળા પાણ,
દોરડીએ છેદાય છે એ લેવું એંધાણ."

પથ્થરાઓ પણ જ્યારે ઘસાઇ જાય છે ત્યારે માણસનું શું ગજું? એ ચિત્ર મને આપો. એની પણ યોગ્ય વ્યવસ્થા કરીશ પણ હાથમાં આ બીજું ચિત્ર શેનું છે?"

## ચિત્ર-પરિચય

કાનજીએ કહ્યું: 'દેવજી શેઠ, આ ચિત્ર પણ જોવા જેવું છે. પૈસાનો દુરૂપયોગ કરનારાઓ કુરૂઢીઓનું પોષણ કરે છે. પરિણામે એક અંગ મોટું થાય છે અને બીજા અંગો નિઃસત્વ બને છે, તેનું આ ચિત્ર છે. કુરૂઢી રૂપી જલંદર વ્યાધિ પ્રજામાં વધવા પામેલ છે એથી પ્રજાકિય જીવન બેડોળ, કુરૂપ અને નિઃસત્વ બનેલ છે તેનું આ ચિત્ર છે. જે પ્રજાની શારીરીક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓનું પોષણ થતું ન હોય પણ વાસનાઓ પોષાતી હોય તે પ્રજા દુબળ હોય છે. તેનામાં કંઇપણ જાતની શક્તિ હોતી નથી. કુરૂઢીરૂપી જલંદર રોગ જે પ્રજામાં વૃદ્ધિ પામે છે તે પ્રજા કેવી બેડોળ હોય છે તે જો જોવું હોય તો આ ચિત્ર તમારી દૃષ્ટિ સામે

રાખવું. અત્યારનું પ્રજાજીવન કેવું છે? એમ કોઇ તમને પૂછે તો આ ચિત્ર તેને દેખાડજો એટલે તેને ભાન આવશે.'

દેવજીએ ચિત્ર લીધું. ફરી ફરી જોયું. પ્રથમ તો તેને હસવું આવ્યું. પછી તે ગંભીર થયો અને કહ્યું:

"કાનજી શેઠ! ધન્ય છે તમારી બુદ્ધિને અને ધન્ય છે તમારી શક્તિને. પ્રજાની નાડ આપે બરોબર જોઇ છે. તમે કહો છો એવી જ પ્રજાની હાલત છે. આ ચિત્ર મને આપો. એની પણ હું યોગ્ય વ્યવસ્થા કરીશ."

કાનજીએ એ ચિત્ર પણ દેવજીને આપ્યું અને બન્ને પોતપોતાને ઘેર ગયા.

પ્રિય વાંચનાર! કાનજીએ આજે જે જલંદર રોગની હકીકત કહી, તે જો મગજમાં ઉતરે અને પોતાનામાં એ રોગની અસર જણાતી હોય તો તેનાથી મુક્ત થવા પ્રયત્ન કરજો. આજ સુધીમાં કાનજી અને દેવજીની ચર્ચામાંથી જે ત્રણ રોગનું પૃથ્થકરણ થયું છે, તેનો હરકોઇ અંશ જેને લાગુ પડયો હોય, તેનાથી તે ચેતે, રોગમુક્ત થવા પ્રયત્ન કરે અને અખંડ આરોગ્યનો આનંદ ભોગવવા ભાગ્યશાળી થાય, એટલી અંતિમ ઇચ્છા.



# મણકો ૪ થો

## તારક ત્રિપદી યાને વ્યાધિવિનાશક એગ્યુમીક્ષ્ચર

પ્રિય વાંચનાર !

સુબોધક લેખમાળાના પ્રથમના મણકામાં "પાંજે કુરો ? અને થીઓ કુરો ?" રૂપી અસાધ્ય વ્યાધિઓ, બીજા મણકામાં "ચોંધા કુરો ? અને ભાંધા કુરો ?" રૂપી ચેપી રોગો અને ત્રીજા મણકામાં "પાંજી પોચ નાંય" રૂપી જલંદર વ્યાધિની કાનજી અને દેવજીની ચર્ચા દ્વારા હું માહિતી આપી ગયો છું. આજે "તારક ત્રિપદી યાને વ્યાધિ વિનાશક એગ્યુમીક્ષ્ચર" સંબંધી કાનજીનો જાતિઅનુભવ દર્શાવવા હું પ્રયત્ન કરૂં છું. આ મણકો ધ્યાનપૂર્વક વાંચશો અને તેમાંથી હંસની પેઠે સાર ગ્રહણ કરી અસાર તજી દેશો.

કાનજી શેઠ નિત્યના નિયમ મુજબ આજે પણ ચોપાટી આવ્યા છે અને દરિયા કિનારે થોડી લટાર મારી એક બાંક પર બેઠા છે. દેવજી શેઠ પણ ત્યાં આવે છે અને તેઓ બન્ને વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થાય છે.

"કાનજી શેઠ! તમારી પાસેથી કાલે છુટા થયા પછી હું ઘેર પહોંચ્યો ત્યારે ત્યાં તો મારા દિવાનખાનામાં નરનારીઓનું ટોળું બેઠું હતું. તેઓ કાગને ડોળે મારી રાહ જોતા હતા. મારૂં ઘર જાણે ઉપાશ્રય હોય અને હું જાણે યતિ-મુનિ હોઉં તેમ મારી પાસેથી કંઇક નવીન જાણવાની અભિલાષાથી તેઓ સૌ એકત્ર થયા હતા. ધનજી નામનો એક યુવક અમારા માળામાં પહેલે દાદરે રહે છે તે સૌને ગવરાવતો હતો અને સૌ ગીત ઝીલતાં હતાં. તે સમયનો દેખાવ

ભવ્ય હતો. પ્રથમ તો હું દાદર પર થોડી વાર ઉભો રહ્યો અને બધું સાંભળ્યા કર્યું. પછી હું ઉપર ગયો ત્યારે સૌએ સ્નેહથી મારો સત્કાર કર્યો.

ધનજીનો કંઠ મધુરો હતો. એટલે મેં તેને હું જમી પરવારૂં ત્યાં સુધી કચ્છી કાફીઓ ગવરાવવી ચાલુ રાખવા વિનંતિ કરી. તેણે મારી વિનંતિ સ્વીકારીને ગવરાવવાનું ચાલુ રાખ્યું. જમી પરવા-રીને હું દિવાનખાનામાં ગયો ત્યારે પાશવીર નામના એક પુખ્ત વયના સજ્જને મને પ્રશ્ન કર્યો કે, 'દેવજીભાઈ! કોઇ દિવસ નહિ અને હમણાં હમણાં તમે ચોપાટીપર ફરવા જાઓ છો, તો શું તમે પણ પેલા કાનજી શેઠના પંથમાં ભળ્યા છો કે?' મેં તેમને સામો પ્રશ્ન કર્યો, 'કેમ શું વાંધો છે? કાનજી શેઠ તો સજ્જન છે!' પાશવીરે કહ્યું, 'તમે તો સમજુ છો એટલે તમને શીખામણ આપ-વાની તો ન હોય, પરંતુ કાનજી શેઠ તો નાસ્તિક છે એટલે એમની સોબતની કહેવત પ્રમાણે 'સોબતે અસર' ન થાય અને તમે પણ નાસ્તિક વિચારના ન થાઓ એટલે મેં આવો પ્રશ્ન કર્યો હતો.'

મેં તેમને ધીરજથી ઉત્તર આપ્યો કે, ભાઇ પાશવીર! 'સોનું જોઇએ ઘસી અને માણસ જોઇએ વસી.' એ કહેવત તો તમે સાંભળી હશે. કાનજી શેઠના સંબંધમાં એ કહેવત બરાબર લાગુ પડે છે. જ્યાં સુધી હું તેમના પરિચયમાં આવ્યો નહોતો ત્યાં સુધી મારી માન્યતા પણ તમારા જેવી જ હતી, પરંતુ જ્યારે હું તેમના નિકટ પરિચયમાં આવ્યો અને મેં તેમના વિચારો જાણ્યા અને તેના ઉપર મેં પોતે વિચાર કર્યો ત્યારે મારી ખાત્રી થઇ કે નાસ્તિક અને અધર્મી કાનજી શેઠ નહિ, પણ આપણે છીએ. વસ્તુતઃ ખરા આસ્તિક અને પરં ધાર્મિક તો તેઓ છે. આપણે તો આપણી જાતને આસ્તિક અને ધાર્મિક માની બેઠા છીએ. એક વ્યકિત ગમે તેટલી દુર્ગુણી અને દુરાચારી હોય, પરંતુ તે બહારથી ધાર્મિકપણાનો અને આસ્તિ-કપણાનો દેખાવ કરે એટલે આપણે તેને ધાર્મિક અને આસ્તિક

માનીએ છીએ અને એથી ઉલટું જે માણસ સદાચારી અને સદ્ગુણી હોય પરંતુ તે બહારથી ધાર્મિકપણાનો અને આસ્તિકપણાનો દેખાવ ન રાખતો હોય તો આપણે તેને નાસ્તિક અને અધર્મી માનીએ છીએ. આ આપણી ભૂલ છે. આપણા કહેવાતા ધર્મગુરૂઓના ઉપદેશનું આ પરિણામ છે. બાહ્ય દેખાવ અને જાહેર માન્યતા ઉપરથી આસ્તિકતા અને ધાર્મિકતાનો તોલ કરવાની ભ્રમણા માત્ર આપણામાં જ નહિ પરંતુ સમગ્ર સૃષ્ટિમાં છે. દાખલા તરીકે ખ્રિસ્તીઓ પોતાને ધાર્મિક માને છે અને જેઓ તેમની માન્યતા નથી ધરાવતા તેમને નાસ્તિક અને અધર્મી માને છે. એવી જ રીતે ઇસ્લામીઓ મુસલમાનો સિવાયના બધાને કાફિરો જ માને છે. શૈવો, વૈષ્ણવો કે કે બૌદ્ધોમાં પણ જુઓ ! એવી જ માન્યતા પ્રચલિત છે. જૈનો એક જ મહાવીર પ્રભુને માનનારા હોવા છતાં દિગંબરો, શ્વેતામ્બર મૂર્તિપૂજકોને અને સ્થાનકવાસીઓને મિથ્યાત્વી માને છે. શ્વેતામ્બર મૂર્તિપૂજકો, દિગંબરો અને સ્થાનકવાસીઓને મિથ્યાત્વી માને છે; જ્યારે સ્થાનકવાસીઓ દિગંબરો અને શ્વેતામ્બર મૂર્તિપૂજકોને મિથ્યાત્વી માને છે. આમ સૌ કોઈ ' મારૂં તે સારૂં ' એ પૂંછડું પકડી બેઠા છે અને બધા કલેશોનું મૂળ એ છે. ' મારૂં તે સારૂં ' એને બદલે ' સારૂં તે મારૂં ' એવું જો સૌ માનવા લાગે તો પછી કશો ઝગડો કે કલેશ જગત્માં રહેવા ન પામે. દરેક વ્યક્તિ જો પોતાની જાતને સુધારવાનો પ્રયત્ન કરે અને પોતાનામાં રહેલા દોષો તપાસી તે દૂર કરવા અને પોતાનામાં રહેલા સુસંસ્કારના બીજનો વિકાસ કરવા પ્રયત્ન કરે તો તે મહાન પુરૂષ થઇ શકે, પરંતુ તેમ કરવાને બદલે સૌ કોઇ પારકી ચિંતા લઇ બેઠા છે અને એમાં જ પોતાનું જીવન વ્યર્થ ગુમાવે છે. આંબાનું વૃક્ષ પોતાની પાસેનું લીમડા કે થોરનું વૃક્ષ શું કરે છે તે ધ્યાનમાં નથી લેતું પરંતુ પોતાના બીજનો જ વિકાસ કરે છે. પાણી, પવન, પ્રકાશ, માટી એ બધામાંથી પોતાને જોઇતા સત્વો ખેંચીને આંબાનું વૃક્ષ પોતાના શાખા, પ્રશાખા, પાંદડાં, પુષ્પ અને ફળ ઉત્પન્ન કરે છે.

એવી જ રીતે જો મનુષ્યો આંબાના વૃક્ષનો દાખલો ધ્યાનમાં લઇ પોતાના જ સદ્‌ગુણોનો વિકાસ કરવામાં ધ્યાન આપે તો તેનું કલ્યાણ થાય અને જગત્‌માં તે આદર્શ પુરૂષ બની શકે."

મારૂં આ કથન સાંભળીને પાશવીર અને તેની સાથે બેઠેલા સૌ નરનારીઓના મનનું સમાધાન થઇ ગયું. પાશવીરની પ્રસન્નતાનો પાર ન રહ્યો. તેણે તો મને કહ્યું કે, 'ભાઇ! તમારૂં કથન યથાર્થ છે. જો મનુષ્યો એ રીતે વર્તે તો દુનિયામાં કલેશ કંકાશનું નામ ન રહે અને સર્વત્ર સુલેહશાંતિ અને આનંદ વર્તે એમાં લેશ પણ શંકા નથી. પહેલાં મેં જ્યારે સાંભળ્યું કે હમણાં હમણાં દેવજી શેઠ કાનજી શેઠની સંગતમાં ભળ્યા છે ત્યારે મને લાગ્યું કે મારે દેવજી શેઠને ચેતવણી આપવી, પરંતુ તમારૂં કથન સાંભળ્યા પછી મારી ખાત્રી થાય છે કે કાનજી શેઠ તો શું, પરંતુ કોઇ પણ વ્યક્તિમાંથી આપણે તેના ગુણો જ ગ્રહણ કરવા જોઇએ. આત્મા જ આત્માનો મિત્ર કે શત્રુ છે. બીજાઓ તો નિમિત્ત માત્ર છે. જો આત્મા આત્માનો મિત્ર બને તો પછી બહારના કહેવાતા શત્રુઓ કાંઇ પણ હાનિ કરી શકે તેમ નથી અને જો આત્મા જ પોતાનો દુશ્મન બને તો બહારના કહેવાતા મિત્રો કાઇ પણ પ્રકારનો લાભ આપી શકે તેમ નથી. તેથી જ આગમમાં કહ્યું છે કે, 'આત્મા જ આત્માનો તારક છે અને આત્મા જ આત્માનો ઘાતક છે' એ વચનોનું રહસ્ય હવે મને બરાબર સમજાય છે. ધન્ય છે! દેવજી શેઠ! તમે તો મારી દૃષ્ટિ ખોલી નાખી. ત્રણ દિવસમાં તો તમારામાં ભારે ફેરફાર થયેલો જણાય છે. અરે! મારી સ્ત્રી અને દિકરાની વહુ તો જ્યારે જુઓ ત્યારે 'ઉપાપ જે પથમેં પેંતારે, જુકો થીઓ કુરો થીઓ કુરો ચેં તા.' એ જ ગાતી હોય છે. મેં તેમને પૂછ્યું ત્યારે તેઓએ તમારૂં જ નામ દીધું. મારી પાડોશમાં લક્ષ્મી નામની કોકિલકંઠી એક કન્યા છે તેના મુખમાં પણ જ્યારે જુઓ ત્યારે 'પાંજે કુરો ઇય ચાંધે ન વિચાર્યો રે પાણુ પિંઢ જી ફરજ વિસાર્યો' એ જ

કાફી હોય. આ ધનજી અત્યારે ગવરાવતો હતા તે તો વખારે બેઠો હોય ત્યારે પણ 'લોક દૃષ્ટિ કે દિલડે મેં ધારી રે, કુરો ચોંધા કુરો ભાંઇન્ચા વિચારી' એ ગાતો જ હોય. ત્રણ દિવસમાં તો તમે જાદુ કર્યું છે. જ્યાં ત્યાં તમારી જ ચર્ચા, તમારી જ વાતો અને તમારી શીખવેલી કાફીઓ જ સંભળાય છે.'

આવા પ્રસંશાના ઉદ્‌ગારો સાંભળી પહેલાં તો હું મનમાં સહેજ ફુલાયો, પરંતુ તરતજ મને ભાન આવ્યું કે એમાં ફુલાવા જેવું શું છે? કાનજી શેઠનો સત્સંગ ન થયો હોત, તેમણે મારી આંખો ન ઉઘાડી હોત અને તેમણે કાફીઓ લખી આપી ન હત તો મારામાં શું હતું? હું આજે છું તેવો જ ત્રણ દિવસ પહેલાં હતો, પરંતુ ત્યારે કોઇ મારો ભાવ પણ પૂછતું ન હતું. કોઇ મારી પાસે ઉભું પણ ન રહેતું: અને આજે સૌ મારૂં સન્માન કરે છે, એમાં કાનજી શેઠનો જ પ્રતાપ છે. આવો વિચાર આવતાં મેં પાશવીરને કહ્યું કે, 'ભાઇ! એમાં મારૂં કાંઇ નથી. જે કાંઇ છે તે કાનજી શેઠનું છે. ગુણગાન કરો તો તેમના જ કરો અને ઉપકાર માનવો હોય તો તેમનો જ માનો.' પાશવીરે કહ્યું, 'એ ખરૂં. પરંતુ અમે ક્યાં કાનજી શેઠ પાસે ગયા હતા? જો તેમની પાસેથી જાણેલું તમે એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખ્યું હોત અથવા તો સાંભળેલું મનમાં જ રાખી મૂક્યું હોત તો અમને શું લાભ થાત? પરંતુ તમે અમારા જ્ઞાતિના અને દેશના લાભાર્થે પૈસા ખરચી એ કાફીઓ છપાવી, તેની દેશી બેસાડી અને તેનો ભાવાર્થ સમજાવ્યો ત્યારે જ અમે તે સમજી શક્યા. એટલે અમારા ઉપકારી તો પ્રથમ તમે જ છો; પછી કાનજી શેઠ છે. અમે તો તમારા ગુણગાન પ્રથમ કરશું, પછી કાનજી શેઠના.'

આ ચર્ચા વધુ લંબાવવાની મને જરૂર ન જણાઇ. એટલે મેં વાત બદલી અને કહ્યું કે, 'આજે હું તમારા માટે નવી કાફી લખી લાવ્યો છું' આ સાંભળીને સૌ એ નવી કાફી સાંભળવા

ઉત્સુક બન્યા અને એ કાફી ગાઇ સંભળાવવા ઇચ્છા દર્શાવી. એટલે મેં

" શુભ ભાવ કે ખિલડે મેં ધરજા રે,
પોય નાંય કડેં મ, ઉચરજા "

એ કાફી ગાઇ સંભળાવી અને તેનો ભાવાર્થ પણ સમજાવ્યો. આથી સૌ પ્રસન્ન થયા. પાશવીરે તો પૂછ્યું કે, " એ કાફી છપાવશો ને ? અને અમને સૌને આપશો ને ?' મેં તરત જ કહ્યું, " હા, કાલને કાલ હું તે છપાવીશ અને તમને સૌને આપીશ." આથી પાશવીર ખુબ પ્રસન્ન થયો અને તેણે કહ્યુ કે, " આપણી પોતાની ભાષામાં રચાયેલી હોવાથી એ કાફીઓ બહુ જ મીઠી લાગે છે. માતા, માતૃભૂમિ અને માતૃભાષા જેને ન ગમે તે માણસ જ ન ગણાય. ખરેખર, ભાઇ ! એજ કાફીઓ કચ્છીમાં ન હોત તો આટલી મધુરી ન લાગત. વળી એ કાફીઓનો ભાવાર્થ પણ સરસ છે અને તે સાથે તેની ઢબ પણ એટલી સહેલી છે કે એક બાળકને પણ તે બેસી જાય." મેં ઉત્તરમાં કહ્યું, " તમને માતૃભાષા પ્રત્યે આટલો પ્રેમ છે તે જોઇ મને આનંદ થાય છે "

આ પ્રમાણે ચર્ચા થયા બાદ મોડી રાત્રે અમે સૌ છુટા પડ્યા.

બીજે દિવસે સવારમાં નિત્ય નિયમ પ્રમાણે પ્રથમની કાફીઓ સંભારી ગયો અને નવી કાફી મૂખ પાઠ કરી હું વખારે ગયો. પરંતુ ત્યાં મેં શું જોયું ? ત્યાં તો પાંડવ કૌરવ અને રામ રાવણનું યુદ્ધ જામ્યું હતું. આજકાલ કેટલાક વર્તમાનપત્રોમાં પરસ્પર વૈર વિરોધ વધે તેવા જ લખાણો વિશેષ ભાગે આવે છે. એથી વાંચનારાઓમાં પક્ષો બંધાય છે અને પછી તેઓ વાક્‌યુદ્ધ આરંભે છે. વાણીયા, લુહાણા અને ભાટિયાની જ્ઞાતિઓમાં યુવકો અને વૃદ્ધો વચ્ચે, નવા વિચારના અને જુના વિચારનાઓ વચ્ચે વૈમનસ્ય જાગ્યું છે. ' મારૂં તે સારૂં ' એવી માન્યતા પ્રત્યેક પક્ષની હોય છે. સહનશીલતા તો ક્યાંઇ દેખાતી જ નથી. જ્યાં જુઓ ત્યાં જીભાજોડી નજરે પડે છે.

કાર્ય કરનારા અને કહે તેવું કરી દેખાડનારા તો વિરલા જ હોય છે. માત્ર લવારો જ કરનારા પ્રાયઃ નજરે પડે છે. મુડીવાદ અને મજુરવાદ, સનાતનીઓ અને સુધારકો, દેશીરાજ્યની પ્રજા અને રાજાઓ, સરકાર અને પ્રજા, સહકાર અને અસહકાર, જ્ઞાતિ અગ્રેસરો અને જ્ઞાતિના સામાન્ય સભ્યો, સાધુઓ અને શ્રાવકો, મીલ માલેકો અને મજુરો એમ સર્વત્ર પક્ષો પડી ગયા છે. દરેક પક્ષ સામા પક્ષને વાક્પ્રહારો કરે છે. દેવને નામે કલેશ, તીર્થોને બહાને કંકાસ, મુનિઓ માટે કુસંપ અને ધર્મને નામે ઝઘડા ચારે તરફ ચાલી રહ્યા છે. કેળવણી આપવી કે નહિ, આપવી તો કેવી આપવી? શ્રદ્ધા જોઇએ કે નહિ? ઇશ્વર છે કે નહિ? પાપપુન્યમાં માનવું કે નહિ? સ્વર્ગ અને નર્ક છે કે નહિ? મોક્ષમાં સુખ છે કે નહિં? આ કાળમાં તે મળે કે નહિ? મુહપતિ મોઢે બાંધવી કે હાથમાં રાખવી? તપગચ્છ શ્રેષ્ટ કે ખરતર ગચ્છ? સ્થાનકવાસીઓ સાચા કે દિગંબરો? શૈવો ખરા કે વૈષ્ણવો? સનાતનીઓ ભૂલ કરે છે કે આર્યસમાજીઓ? હિંદુઓ ધર્મ પરાયણ છે કે મુસલમાનો? આવા પ્રકારની તકરારો, ચર્ચાઓ અને તેને પરિણામે થતા કલેશ કંકાસોથી હું હવે કંટાળી ગયો છું.

ત્રણ દિવસના આપના સમાગમથી મને લાગે છે કે જે જાણવું જોઇએ તે લોકો નથી જાણતા અને જે કરવાનું છે તે નથી કરતા, પરંતુ સમય અને શક્તિની વૃથા બરબાદી કરે છે, કેવો સમય આવ્યો છે? સતીઓને સ્થાને નટીઓ પૂજાય છે; ત્યાગીઓને બદલે રાગીઓ સુખી મનાય છે; ધર્મીને બદલે અધર્મીની બોલબાલા છે. પેલા કેશવ અને કલ્યાણને તો તમે ઓળખો છો. એ બન્ને ભાઇઓ એક બરણી માટે કોર્ટે ચડયા અને બન્નેએ સારા સારા બેરીસ્ટરો રાખ્યા છે અને બન્ને જણાઓ હજારો રૂપીઆ ખર્ચીને પોતાના પક્ષના સાક્ષીઓ ઉભા કરે છે. પાંચ રૂપીયાની બરણીની ખાતર જીદે ચડી બન્ને જણાઓએ એક વર્ષમાં લાખ રૂપીયા બરબાદ કર્યા છે. કેવો કાળ આવ્યો છે! રામ માટે લક્ષ્મણ પ્રાણ પાથરે; યુધિષ્ઠીર

માટે **અર્જુન** અને **ભીમ** જીવ આપે એ સમય ક્યાં અને બરણી માટે સગા ભાઈઓ કોર્ટે ચડે એ સમય ક્યાં? **સીતાજી** જ્યારે **રામના** સહવાસમાં જંગલમાં મંગળ માનતા ત્યારે આજે તો ભરણ-પોષણ માટે પતિ સામે પત્ની ફરિઆદી માંડે છે અને તેને ટેકો આપનારા પણ મળી આવે છે! એક વખત એવો હતો કે સતીઓનું પૂજન થતું અને સતીઓની દેરીઓ બંધાતી. આજે પુનર્લગ્ન કરનારી માનપાન પામે છે અને તેને અભિનંદનો અપાય છે! એક વખત એવો હતો કે પિતાને ખાતર પુત્ર જીવનના દાન દેતો, રાજપાટ ત્યાગી દેતો, બ્રહ્મચારી રહેતો અને તેમાં પોતાની ફરજ સમજી સુખ માનતો. આજે બાપનો વારસો લેવા દિકરો કોર્ટે જાય છે અને તે માટે આકાશ પાતાળ એક કરે છે. આ શું થવા બેઠું છે તે જ નથી સમજાતું.

પરંતુ આ તો હું આડી વાતે ચડયો. હું આજ સવારના ઝગડાની જે વાત કરતો હતો, તે આજના વર્તમાનપત્રોમાં **ભવાનજી** અને **ભોજરાજની** ચર્ચા આવી તે. એ બન્ને સગા ભાઈઓ છે. ભવાનજી કહે છે કે, 'બાપની પાછળ નાતજમણ કરવું છે' અને ભોજરાજ કહે છે કે 'અનાથ આશ્રમ સ્થાપવું છે.' ભવાનજી કહે છે કે કચ્છમાં બાવન ગામનો મેળો કરવો અને સમગ્ર જ્ઞાતિને મોદકો જમાડવા અને તેમાં એક લાખ રૂપિયા ખર્ચવા છે.' ભોજરાજ કહે છે કે, 'પચાસ અનાથ બાળકોને અન્ન, વસ્ત્ર અને વિદ્યાદાન આપવા એક લાખ રૂપિયા અર્પણ કરી પિતાના નામથી અનાથ આશ્રમ સ્થાપવું.' આ મતભેદને લીધે તકરાર ઉભી થઈ અને ગાળાગાળી ઉપરથી હાથોહાથની લડાઈ પર આવી ગયા. તેમાં ભવાનજીને જરા વધારે વાગ્યું અને ભોજરાજ પકડાયો. મામલો કોર્ટે ચડયો છે. વર્તમાનપત્રોને તો જાણે ખોરાક મળ્યો હોય તેમ મુકદ્દમાની હકીકત અને તકરારના વિષયની ચર્ચાઓથી કોલમો ભરાય છે. મુકદ્દમા માટે સારા બેરીસ્ટરો રોકવામાં આવ્યા છે.

પરિણામ તો આવે તે ખરૂં, પરંતુ અત્યારે તો આગમાં લાકડાં નાખનારા ઘણા છે; કોઈ આગ બુઝવવા પાણી છાંટનાર નથી. આજે તો ઘરમાં કે દુકાનમાં, બજારમાં કે બંદરમાં, મંદિરમાં કે ઉપાશ્રયમાં બધે આ જ વાતો થાય છે તેમાં કોઇ ભવાનજીની તરફેણ કરીને બોલે છે તો કોઇ ભોજરાજનો પક્ષ તાણે છે. મેં ભોજરાજના વિચારોને ટેકો આપ્યો એટલે ભવાનજીના પક્ષવાળા મારા દુશ્મન બન્યા છે. આજનો દિવસ જ ખરાબ પસાર થયો છે. વૃદ્ધો અને જુના વિચારના ભાઇઓ ભવાનજીના પક્ષમાં છે અને તેઓ ભોજરાજને કસાઇની ઉપમા આપી ગાળો ભાંડે છે. યુવકો અને સુધારકો ભોજરાજના પક્ષમાં છે. તેઓ ભવાનજીને સેતાન કહે છે અને તેને વગોવે છે. શું થવા બેઠું છે તે કાંઇ સમજાતું નથી.”

દેવજી શેઠની વાત શાંતિથી સાંભળી અને કાનજી શેઠે પોતાનું મૌન તોડયું અને તેમના મનનું સમાધાન કરતાં કહ્યું કે, “દેવજી શેઠ! વર્તમાનપત્રોમાં પ્રગટ થયેલા લખાણોથી આપણી જ્ઞાતિમાં ચર્ચા ઉપસ્થત થઇ છે અને તેમાં તમે પણ રસ લો છો એ જાણીને મને ખેદ થાય છે. પત્રકારની તો ફરજ છે કે તેના પત્રમાં કોઇ લખાણ કરે તો તેને સ્થાન આપે અને તેમાં જે લખાણ પત્રકારને વ્યાજબી અને ન્યાયપુરઃસર લાગે તેને તે ટેકો પણ આપે, પરંતુ તેથી શું થયું? લેખક કે પત્રકાર પણ માણસ છે અને તે છદ્મસ્થ છે. તે કાંઇ સર્વજ્ઞ પરમાત્મા નથી કે તે જે કાંઇ લખે તેમાં ભૂલ ન જ હોય. વળી એક પત્રકારે અમુક વિચારો દર્શાવ્યા માટે તે બધાયે માન્ય રાખવા જ જોઇએ એવું પણ કાંઇ નથી. અલબત્ત હું એમ માનું છું કે જે વાંચનથી રાગદ્વેષ વધે, મોહ, મદ, માન કે ઇર્ષા જાગે અને ક્રોધાનલ પ્રગટે એવી જાતનાં લખાણો વર્તમાનપત્રોમાં આવવા ન જોઇએ. પરંતુ તેમ ન થાય તેથી સુજ્ઞ વાચકોએ પોતાનું સમતોલપણું ગુમાવવું ન જોઇએ.

કમનશીબે આજે આપણે જે તે વાતમાં પશ્ચિમનું આંધળું

અનુકરણ જ કરવા લાગ્યા છીએ. આજે લોકો પોતાની ફરજ કે કર્તવ્ય બજાવવાને બદલે પોતાના હક્ક લેવા નીકળ્યા છે અને જ્યાં કર્તવ્યને બદલે હક્કની જ વાત થાય ત્યાં કલેશકંકાશ થવાના જ. ફરજ અને કર્તવ્યના મૂળમાં પ્રેમ, ત્યાગ, નિઃસ્વાર્થતા, બલિદાનની ભાવના રહેલાં છે, ત્યારે હક્કના મૂળમાં સ્વાર્થ, મોહ, મદ, માન, રોષ–મત્સર રહેલાં છે. જો પ્રત્યેક મનુષ્ય પોતાની ફરજ અદા કરવા તત્પર થાય તો તેને હક્ક માગવાની જરૂર જ રહે નહિ. કર્તવ્ય બજાવનારને પોતાની ફરજ તરફ જ ધ્યાન રહે છે, જ્યારે હક્ક માગનાર સામાની ફરજનો જ વિચાર કરે છે. આમ કર્તવ્ય અને હક્કમાં આસમાન જમીન જેટલું અંતર છે. જે જ્ઞાતિમાં કે દેશમાં કર્તવ્યની ભાવના છે ત્યાં શાંતિ અને સંપ છે અને જે જ્ઞાતિ કે દેશમાં કેવળ હક્ક તરફ જ લક્ષ છે ત્યાં કલેશ કંકાસ નજરે પડે છે.

આજનો યુગ '**કલિયુગ**' કહેવાય છે. કલિ એ સંસ્કૃત શબ્દ છે અને તેનો અર્થ કલેશ–કજીયો થાય છે. અર્થાત આજનો યુગજ કલેશનો–કજીયાનો છે. આજે તમે જ્યાં નજર કરશો ત્યાં કલેશ અને કજીયા જ દેખાશે. પિતા અને પુત્ર વચ્ચે, બંધુ અને બંધુ વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે, સાસુ અને વહુ વચ્ચે, નણંદ ને ભોજાઇ વચ્ચે, દેરાણી અને જેઠાણી વચ્ચે, રાજા અને પ્રજા વચ્ચે, મૂડીવાળા અને મજુરો વચ્ચે, જુના વિચારના અને નવા વિચારવાળા વચ્ચે, જ્યાં ત્યાં કલેશ, કંકાસ અને કજીયા જ દેખાય છે. સાક્ષરોમાં, પત્રકારોમાં, અગ્રેસરોમાં, દેશનાયકોમાં, શ્રીમંતોમાં, સંપ્રદાયોમાં, મુનિમહારાજોમાં કુસંપ અને ઝગડા જ ચાલે છે, કારણ કે આ કાળ જ કળિકાળ છે. આજે બીજાને વગોવવામાં જ બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે છે. આજે તો સરકારને, રાજા મહારાજાઓને, શ્રીમંતોને, સાધુઓને કે મોટા માણસોને જે વધારે ગાળો આપે, તેમની ખુબ નિંદા કરે, તે જ નિડર અને સુધારક ગણાય છે. પોતે ભલે પાપથી ભરેલો હોય, દુર્ગુણોનો ભંડાર હોય, વિષય કષાયમાં

ફસાયેલો હોય, મદમસ્ત હોય, અભિમાનથી આંધળો હોય, ક્રોધાનળથી ધગધગતો હોય, લોભલાલસામાં લપટાયેલો હોય, સ્વાર્થપંકમાં ખુંચેલો હોય, છતાં અન્યને બોધ દેવા નીકળશે, બીજાની પોલ પ્રગટ કરવા તત્પર થશે, અન્યને નિંદવાનો ધંધો લઇ બેસશે અને ભાષાનો દુરૂપયોગ કરી પોતાને કૃતકૃત્ય થયેલો માનશે અને લોકો પણ તેવાની વાહવાહ કરશે.

આ કાળમાં બહુ જ સાચવીને ચાલવાનું છે. આજે જે માન-પાન પામે છે, જેની વાહવાહ બોલાય છે, જેની કીર્તિની પતાકા ચારે દિશામાં ફરકે છે, કાલે તેની જ ફજેતી થતાં વાર લાગવાની નથી. કાગડા જેમ ગાય કે બળદના ચાઠાપર જ બેસે છે તેમ દોષ-દૃષ્ટિવાળાઓની આંખો પારકા દોષપર જઇને ઠરે છે. એવા નિંદકોની આંખો સુક્ષ્મદર્શક યંત્ર જેવી હોય છે. જેમ સુક્ષ્મદર્શક યંત્રથી નાનામાં નાની વસ્તુ મોટી દેખાય છે તેમ આ નિંદકોની દૃષ્ટિએ અન્યના નાનામાં નાના દોષ પહાડ જેવડા મોટા દેખાય છે.

સજ્જન અને દુર્જન વચ્ચેનો ભેદ એ છે કે સજ્જન પોતાના દોષને અને પારકાના ગુણને મોટા જુએ છે, જ્યારે દુર્જન પોતાના ગુણને અને પારકાના દોષને મોટા જુએ છે. દાખલા તરીકે યુધિ-ષ્ઠિરને હસ્તિનાપુરમાં કોઇ અધમ આત્મા ન દેખાયો, ત્યારે દુર્યોધનને એ જ શહેરમાં કોઇ ઉત્તમ આત્મા ન દેખાયો. આમ બન્નેની દૃષ્ટિમાં જ ભેદ હતો. અને 'દૃષ્ટિ તેવી જ સૃષ્ટિ' એ નિયમાનુસાર પાપી આખા જગતને પાપી માને છે અને પુણ્યશાળી જગતને પુણ્યશાળી માને છે. 'આપ ભલા તો જગ ભલા' એ ન્યાયે ભલાને બધા ભલા દેખાય છે અને બુરાને બધા જ બુરા લાગે છે. વર્તમાન પત્રકારો તો આજે કોઇકને વગોવશે અને જેની પાસેથી પૈસા મળશે એમનાં ગુણગાન ગાશે. ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય. સજ્જનો અને દુર્જનો વિષેની એક કચ્છી કાફી તમને સંભળાવું તે ધ્યાનથી સાંભળોઃ–

## રાગ કાફી તાલ–દિપચંદી

(જીઆ તોકું સમજ ન આઇ–એ ચાલ)

સંત સદા ઇંય ચેતા, ગુણીજન ગુણકે ગીનેંતા–સંત
આમા, લીમા બેર ને બાવર,
પૃથ્વી મથે ઉગેંતા;
તિંય સજ્જન ને દુરીજન જગમેં,
સદા કાલ જનમેંતા;
લિકાયા કિત ન લિકેંતા–સંત ૧

કાગ ને કોયલ ઘોડા ગડોડા,
હિન સૃષ્ટિમેં વસેંતા;
પાપી, અપાપી, સાધુ, અસાધુ,
કરણી પ્રમાણે થીએંતા;
સુખ દુઃખ કર્મેં લેંતા–સંત ૨

તન મન ધન અર્પે સેવામેં,
સજ્જન લેખે લગેંતા;
દુરિજન દૂર્ગુણુથી જ ભરેલા,
કેંકે કમ ન અચેંતા;
ભુછડાઇ કેલા ભમેંતા–સંત ૩

ધરમ અધરમજા મરમ આગમથી,
સજ્જન સમજીનેં રેંતા;
દુર્જન શાસ્ત્ર સુણે નકિં સમજેં,
ઢોરેં જીંય જીએંતા;
પાપજે પથમેં પેંતા–સંત ૪

ગુણુજ્ઞ ગીનધલ ડીસી ગુણીકે,

પ્રસન્ન મનથી નમેંતા;

ગુણુજ્ઞ ચોર ભુલીને ભલાઈ,

ચંઇ ગતિએંમેં રૂલેંતા;

'શિવ' સુખકે ન દીસેંતા–સંત ૫

**ભાવાર્થ:—**

ગુણીજનો ગુણને ગ્રહણ કરે છે એમ સંતો સદા કહે છે.

આંબા, લીંબા, બોર ને બાવળ પૃથ્વી ઉપર ઉગે છે. તેમ સજ્જન ને દુર્જન જગતમાં સદાકાળ જન્મે છે. (તેઓ) છુપાવ્યા છુપાતા નથી. (૧)

કાગડા ને કોયલ, ઘોડા ને ગધેડા આ સૃષ્ટિમાં વસે છે. પાપી, અપાપી, સાધુ (અને) અસાધુ (પોતાની) કરણી પ્રમાણે થાય છે (અને) સુખ દુઃખ કર્મ પ્રમાણે પામે છે. (૨)

તન મન ધન સેવામાં સમર્પી સજ્જનો લેખે લાગે છે. દુર્જનો દુર્ગુણોથી ભરેલા (હોય છે) (તેઓ) કોઇને કામ નથી આવતા (તેઓ તો) બદબોઇ કરવા ભમે છે. (૩)

સજ્જનો ધર્મ અધર્મના મર્મ આગમથી સમજે છે. દુર્જનો શાસ્ત્રો સાંભળતા નથી, (તેમજ) કંઇ સમજતા પણ નથી (તેઓ તો) પશુની પેઠે જીવે છે (અને) પાપના પંથમાં પ્રવૃતિ કરે છે, (૪)

ગુણના લેનારા ગુણીને જોઇ પ્રસન્ન મનથી (તેમને) નમે છે. (પણ) ગુણચોર ભલાઇને ભૂલી જાય છે (અને) ચાર ગતિમાં રઝળે છે. (તેઓ) મુક્ત સુખને જોઇ શકતા નથી. (૫)

દેવજી શેઠ ' આથી તમો સમજી શક્યા હશો કે સજ્જનો અને દુર્જનો પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. સજ્જનો સારૂં દેખે છે, દુર્જનો ખરાબ જ નિહાળે છે. જગતમાં બન્નેની જરૂર છે

અને બન્ને ઉપકારી છે. દુર્જનો—નિંદકો—એ ભંગીઓ જેવા હોય છે. તેઓ મળ સાફ કરે છે. જો ભંગીઓ ન હોય તો રોગનો ઉપદ્રવ થાય. માટે એ પણ પ્રજાને ઉપયોગના છે. સજ્જનો ગુણો જુએ છે, અને ગુણોનું પોષણ કરે છે. દુર્જનો દોષો દેખે છે અને તે દૂર કરવા ચેતવણી આપે છે. બન્ને જરૂરના છે.

આ સ્થળે સમજવાનું એટલું જ છે કે જો કોઇનામાં ગુણો હોય છતાં દુર્જનો તેમાં દોષનો આરોપ કરીને નિંદે તો ગુણો કાંઇ દુર્ગુણો થઇ જવાના નથી અને તેથી અંતે નિંદકો ભોંઠા પડશે અને ખરેખર દુર્ગુણો જ હશે તો તે દૂર કરવાની ચેતવણી સમજીને તેઓ દૂર કરશે અને દુર્જનો ઉપકારી ગણાશે. કોઇની સ્તુતિથી ફુલાવાનું નથી અને નિંદાથી ડરવાનું નથી. કર્ત્તવ્ય સમજીને કરવાનું છે અને પોતાના પગ ઉપર ઉભા રહેવાનું છે.

પરંતુ આજે તમે જે સમાચાર કહ્યા તે ઉપરથી લાગે છે કે જ્ઞાતિની પડતી થવાની શરૂઆત થઇ છે. થોડા જ સમયમાં જ્ઞાતિમાં પક્ષાપક્ષી શરૂ થશે. અગ્રેસરો બેદરકાર બનશે. જ્ઞાતિનું સુકાન તેઓ છોડી દેશે. સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા પ્રવર્તશે અને પરસ્પર ઇર્ષા, દ્વેષ, મત્સર વધવા માંડશે. પરિણામ ભયંકર આવશે. મને તો લાગે છે કે જ્ઞાતિના સદ્‌ભાગ્યથી જ તેમાં ભાગ્યશાળી જીવાત્માઓ અવતરે છે અને તેઓ પોતાની શ્રીમંતાઇ અને સજ્જનતાથી જ્ઞાતિને સુખી બનાવે છે. જ્યારે જ્ઞાતિનું પૂન્ય પરવારે છે ત્યારે લક્ષ્મી જવા માંડે છે અને દરિદ્રતા અને દુર્જનતા દાખલ થાય છે."

દેવજી કાનજીશેઠનું આ કથન એક ચિત્તે સાંભળી રહ્યો હતો. કાનજી શેઠની અવલોકનશક્તિ, વિચારશક્તિ અને દીર્ઘદૃષ્ટિ માટે તેમના પ્રત્યેની દેવજીની માનવૃત્તિ વધી. તેને કાનજીશેઠનું કથન અક્ષરસઃ સાચું લાગ્યું. પરંતુ ભોજરાજની વિરૂદ્ધ જે લખાણ થયું હતું તે તેને રૂચતું નહોતું, એટલે તેણે કાનજી શેઠને પ્રશ્ન કર્યો કે, "કાનજી શેઠ! તમે જે ચિત્ર દોર્યું તે યથાર્થ છે; પરંતુ મને લાગે છે કે

ભોજરાજ વિષે જે લખાણ થયું છે તેથી તેમની અપકીર્તિ થશે. તેમનો માનમોભો ઘટશે અને જ્ઞાતિમાં અત્યારે તેમનું જે વજન પડે છે તે હવે નહિ પડે. તો તેમણે આ સંબંધમાં કેવાં પગલાં ભરવાં જોઇએ ?"

કાનજી, દેવજીની મનોવૃત્તિ કળી ગયો. તેને લાગ્યું કે દેવજીને ભોજરાજ સાથે સંબંધ હોય તેથી તેની વિરૂદ્ધનું લખાણ તેને ખુંચે છે અથવા તો ભોજરાજ જેવા સજ્જન સામે કાદવ ઉડાડવામાં આવે તેથી તેનું દિલ દુઃખાય છે. ગમે તેમ હોય પણ ભોજરાજ વિરૂદ્ધના લખાણથી તે બેચેન જણાય છે. તેથી તેના મનનું સમાધાન કરતાં કાનજીએ કહ્યું કે, "દેવજી શેઠ! જો વર્તમાનપત્રોની સ્તુતિથી ભોજરાજને કીર્ત વરી હશે તો તેમના નિંદાના લખાણોથી જરૂર એ કીર્તિ જતી રહેશે પરંતુ જો તેમના ઉત્તમ ગુણોથી તેઓ કીર્તિ પામ્યા હશે તો વર્તમાનપત્રોના હલકા લખાણોથી તેમની કીર્તિને લેશ પણ ઝાંખપ લાગવાની નથી. બિલાડીના કહેવાથી કાંઇ શીંકુ તુટી પડવાનું નથી. સૂર્યની સામે ધૂળ ઉડાડનારની જ આંખમાં ધૂળ પડે છે.

એક દાખલો આપું. એક વખત ચૈત્ર મહિનાના ખરા તાપમાં બપોરના સમયે એક સિંહ એક વૃક્ષની છાયામાં સુતો હતો. તે વખતે એક શિયાળ ત્યાં આવ્યું. તેણે સિંહને પડકાર કરી જગાડયો અને કહ્યું : "હે વનરાજ! સુતો શું છે? ઉઠ! ઉભો થા! મારે તારી સાથે કુસ્તી કરવી છે." શિયાળ મનમાં સમજતું હતું કે તડકામાં સિંહ કાયર હોય છે એટલે અત્યારે તે ઉઠશે જ નહિ. એટલે તેને કાંઇ ભય હતો જ નહિ. સિંહે જરા આંખ ઉઘાડી સહેજ હસીને જોયું કે આ મારો ભક્ષ મને શું કરવાનો હતો? પરંતુ અત્યારે તાપમાં ઉઠે કોણ? એટલે તેણે પાછી આંખ બંધ કરી. શિયાળ મનમાં મલકાયું અને સિંહ નહિ જ ઉઠે એવી ખાત્રી થતાં તેણે ફરીથી પડકાર કર્યો કે, "કેમ! કુસ્તી લડે છે કે

નહિ? નહિ તો કહે કે હાર્યો. હું હમણાં જ શહેરમાં જઇને સૌને કહીશ કે હું સિંહને જીતી આવ્યો છું." સિંહ અટ્ટહાસ્ય કરીને બોલ્યો, "જા. જા! બાયલા! જા, શહેરમાં તો શું પણ આખી દુનિયામાં જઇને કહે કે વનરાજ હાર્યો અને હું જીત્યો.' જગતમાં જેને અક્કલ હશે અને જેને મારી શક્તિનું ભાન હશે તે તો તને હસી કાઢશે અને મૂર્ખા હશે તે તારૂં કહ્યું માનશે. એવા મૂર્ખાઓની માન્યતાની મને કોડીનાયે કિંમત નથી." સિંહને પોતાની શક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેથી તેણે શિયાળની નિંદાની પરવા ન કરી. શિયાળની નિંદાથી પોતાના અપકીર્તિ થવાનો તેને લેશ પણ ભય નહોતો.

આ દૃષ્ટાંત સમર્થ અને સુજ્ઞ સજ્જનોને બરાબર લાગુ પડે છે. સમર્થ સજ્જનોને પોતાની બુદ્ધિશકિતમાં સંપૂર્ણ વિશ્વાસ હોય છે અને તે માને છે કે જ્યાં સુધી મારામાં બુદ્ધિ છે, શકિત છે, સદ્‌ગુણો છે ત્યાં સુધી કોઇના પ્રમાણપત્રની શી જરૂર છે? સિંહને શિઆળ કહેવાથી તે જેમ શિઆળ બની જતો નથી તેમ સજ્જનને દુર્જન કહેવાથી, સબળને દુર્બળ કહેવાથી, સુજ્ઞને અજ્ઞ કહેવાથી કે સદ્‌ગુણીને દુર્ગુણી કહેવાથી તેમની બુદ્ધિ, શકિત કે સદ્‌ગુણમાં ફેર પડી જતો નથી.

તમને ભલે ભોજરાજની પ્રતિષ્ઠા ઘટવાનો ભય રહેતો હોય પરંતુ ભોજરાજ પોતે નિશ્ચિંત હશે; કેમકે કીર્તિ અને અપકીર્તિ, પુણ્ય અને પાપને આધીન છે. મનુષ્ય તો નિમિત્ત માત્ર છે. જ્યાં સુધી તેના પુણ્યનો ઉદય છે ત્યાં સુધી તેનો વાળ પણ વાંકો કરવાની કોઇની તાકાત નથી અને જ્યારે તેના પાપનો ઉદય થશે ત્યારે કોઇની સહાય પણ તેને કામ આવવાની નથી. તમે શ્રીપાલનો રાસ તો સાંભળ્યો હશે.

દેવજીએ ઉત્સાહથી ઉત્તર આપ્યો, "હા, હા. એક નહિ પણ અનેક વાર. પરંતુ તેનો અહિં શું સબંધ છે?"

કાનજીએ પોતાનું બોલવું ચાલુ રાખ્યું; " હું એ જ કહેવા માગું છું કે જો તમે શ્રીપાલના રાસ ધ્યાનપૂર્વક સાંભળ્યો હોત તો તમે સદાને માટે નિર્ભય થઇ ગયા હોત. દુનિયામાં તમને કોઇની પરવા ન રહેત. શ્રીપાલના રાસમાં લખ્યું છે કે મયણાસુંદરી અને સુરસુંદરી એ બન્ને બહેનો રાજાની રાજકુમારીઓ છે. મયણાસુંદરીના સત્ય અને સ્પષ્ટ કથનથી ક્રોધિત થઇ રાજાએ તેને એક કોઢીઆ પુરૂષ સાથે પરણાવી અને સુરસુંદરીના ખુશામતભર્યા કથનથી પ્રસન્ન થઇ એક નૃપતિ સાથે તેના લગ્ન કર્યા. આથી લોકોમાં ભારે હાહાકાર મચી રહ્યો અને કોઇ મયણાસુન્દરીને મૂર્ખ ઠરાવી તેનો દોષ કાઢવા લાગ્યા. તો કોઇ રાજાને દુરાગ્રહી કહી નિંદવા લાગ્યા. પરંતુ મયણાસુન્દરીના દિલમાં શોક કે ઉદ્વેગની લેશ પણ અસર ન થઇ. તે મનમાં સમજતી હતી કે, જે નશીબમાં હશે તે થશે. પ્રારબ્ધ ફેરવવાની પ્રભુમાં પણ શકિત નથી તો પામર માનવી શું કરી શકનાર છે ? પરિણામ તો તમે જાણો છો કે મયણા-સુંદરી સુખી થઇ અને સુરસુંદરી દુઃખી થઇ. મયણાસુંદરીની શ્રદ્ધા પર રાજા પ્રજા બન્ને પ્રસન્ન થયા અને સૌ તેના ગુણગાન કરવા લાગ્યા.

" વળી એ જ રાસામાં તમે સાંભળ્યું હશે કે શ્રીપાલને દુઃખ દેવા માટે ધવલ શેઠે આકાશપાતાળ એક કર્યું, પરંતુ શ્રીપાળનો વાળ પણ વાંકો થયો નહિ અને ઉલટું તેને દુઃખ દેવા માટે ધવલ શેઠે જે જે ઉપાયો યોજ્યા તે બધા શ્રીપાલના સુખના હેતુ બન્યા. કારણ એ જ હતું કે શ્રીપાલના પુણ્યનો ઉદય હતો.

" જો દરેક મનુષ્ય શ્રીપાલના ચરિત્રમાંથી આ રહસ્ય સમજી જાય તો તેનામાં દુર્બળતા રહેવા પામે જ નહિં. "

દેવજીની નજર સામે શ્રીપાલચરિત્રના બધા પ્રસંગો ઉપસ્થિત થઇ ગયા. તે વર્ષમા બબ્બે વાર શ્રીપાલનો રાસ સાંભળતો. રાસના અનેક ઢાળો તેને મુખપાઠ થઈ ગયા હતા. શ્રીપાલને પગલે પગલે

રિદ્ધિ સિદ્ધિ મળતી અને ઠામ ઠામ તે સુંદર સ્ત્રીઓ પરણતો, એમાં જ એનું ચિત્ત હતું. ધવલશેઠ શ્રીપાલને દુઃખ આપવા મથતો એ હકીકત આવતી ત્યારે તેને ગુસ્સો આવતો અને મનમાં ને મનમાં ધવલશેઠને થોડી ગાળો દઇ લેતો. એ સિવાય એ સુબોધક ચરિત્રમાંથી કાંઇ સાર તેણે ગ્રહણ કર્યો નહોતો. કોઇએ તેને એ ચરિત્રનું રહસ્ય સમજાવ્યું પણ નહોતું. રૂઢિ મુજબ રાસ વંચાતો અને રૂઢિ મુજબ તે સાંભળતો. વીસ વીસ વર્ષથી રાસ સાંભળવા છતાં તેને જે વાતનુ ભાન થયું નહોતું તે ભાન તેને કાનજી શેઠના રહસ્યસ્ફોટનથી આજે થોડી વારમાં થયું. તેના હૃદયસાગરમાં ભક્તિના તરંગો ઉછળ્યા અને કાનજી શેઠના પગમાં પડી હર્ષાશ્રુઓથી તેમના પગ ભીંજવી નાખ્યા. કાનજી શેઠે તેને મહામહેનતે ઉભો કર્યો ત્યારે તે ઉઠયો અને બોલ્યો : “ કાનજી શેઠ! આજે તો તમે હદ કરી. આજથી તમે મારા માર્ગદર્શક ગુરૂ અને હું તમારો શિષ્ય. ધન્ય છે તમને અને તમારા માત પિતાને! તમારા જેવા ભવ્ય આત્માઓ જે જ્ઞાતિ અને જે દેશમાં ઉત્પન્ન થાય તે જ્ઞાતિ અને તે દેશને પણ હું ધન્ય ધન્ય માનું છું. મેં તો ભોજરાજ સંબંધી ખુલાસો મેળવવા માટે તમને પ્રશ્ન કર્યો હતો પરંતુ આજે તો મારી બધી ભ્રમણા ટળી ગઇ. શી આપની સમજાવવાની શક્તિ? કેટલું અગાધ આપનું જ્ઞાન? ખરેખર આપ તો ગૃહસ્થના કપડામાં મહાન મુનિરાજ જેવા છો. આપ ગીતાર્થ ગુરૂ છો. આજકાલના લેભાગુ મુનિમહારાજાઓએ આપના જેવા જ્ઞાની પાસેથી આગમનું રહસ્ય સમજવું જોઇએ છે. આપે આપના દાદાનું કારજ ન કર્યું અને દિકરાના લગનમાં લહાણી ન કરી તે વખતે લોકોએ આપની નિંદા કરી પરંતુ આપ અડગ રહ્યા તેનું રહસ્ય હું આજે સમજયો. ભોજરાજ વિરૂદ્ધના લખાણથી હું બેચેન બન્યો એ મારી નિર્બળતા છે. એ દુર્બળતા દુર કરવાનો માર્ગ બતાવો.”

દેવજીની ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમ જોઇને કાનજી અંતરમાં પ્રસન્ન થયો. દેવજી પોતાની પ્રસંશા કરતો હતો તેથી નહિ પણ

તેનામાં આગમનું રહસ્ય જાણવાની જીજ્ઞાસા જાગી છે તેથી કાનજી પ્રસન્ન થયો હતો. જ્યારે માણસને ખુબ ભૂખ લાગે છે ત્યારે જ તેને ભોજન મીઠું લાગે છે તેમ જ્યારે જીજ્ઞાસા જાગે છે ત્યારે જ માણસને જ્ઞાનકથા રૂચિકર લાગે છે. આથી દેવજીના દિલનું વધુ સમાધન કરતાં કાનજીએ કહ્યું: "દેવજી શેઠ!—"

દેવજીએ કાનજીને બોલતાં અટકાવીને કહ્યું કે "મને શેઠ ન કહો! હું તો તમારા પગની રજ છું. હું તો તમારો શિષ્ય છું, તમારા ગુણોનો પુજારી છું. હું તો તમારી આજ્ઞા ઉઠાવનાર દાસાનુદાસ છું. મને માત્ર દેવજી કહીને જ સંબોધો. મારી શેઠાઇ અને શેઠાઇની ખુમારી ચાલી ગઇ. મને હવે 'શેઠ' શબ્દ સાંભળવો ગમતો નથી. 'શેઠ' તો 'શ્રેષ્ઠ' હોય તેજ કહેવાય. મારામાં શ્રેષ્ઠતા ક્યાં છે? હું તો સ્વાર્થી, લોભી, લાલચુ, વિષયી, કષાયી, મોહી, અભિમાની, કામી, ક્રોધી, છું. હું શ્રેષ્ઠ શાનો? અને તમને પણ હું "શેઠ" નહિ કહું. તમને તો હું મારા સદ્‌ગુરૂ કહીશ. તમે મને તમારો શિષ્ય ગણજો."

કાનજીએ જોયું કે દેવજી આજે ભક્તિ રસથી તરબોળ છે. એટલે તેની સાથે શબ્દોની મારામારી ન કરતાં તેને સમજાવતાં કહ્યું કે "ભલે! હું તમને મિત્ર કહીશ અને તમે પણ મને મિત્ર કહેજો. આટલું મારૂં માન રાખશો."

દેવજી તો કાનજીને પોતાના સદ્‌ગુરૂ જ માની બેઠો હતો એટલે આજે કાંઇ તે ઢીલો પડે તેમ નહોતું. એટલે કાનજીએ વાત આગળ ચલાવી :—

"ભાઇ! તમે જે દુબંળતાની વાત કરી અને તે દૂર કરવાની કુંચી જાણવા માગી તેના સંબંધમાં મારે કાંઇ વિશેષ કહેવાનું નથી. ત્રણ દિવસથી મે તમને પેલા અસાધ્ય, ચેપી અને જલંદર જેવા રોગોની માહિતી આપી છે તે તો તમારા ધ્યાનમાં હશે જ. તેમાં જ

આપણી દુર્બળતાના કારણો આવી જાય છે. 'ચોંધા કુરો ? અને ભાંઇધા કુરો ?' એ રોગોથી જે જે જીવાત્માઓ ગ્રસ્ત છે તેમનામાં તમે કહી તે જાતની દુર્બળતા રહેલી જ હોય છે. તેમને દરેક વાતમાં હંમેશાં લોકોનો ભય રહ્યા કરે છે. આજે તો હું તમને એ તમામ રોગોની દવા આપવા માગું છું. જેમ એક વૈદ્ય કહે છે કે, 'રોગ હજાર અને ઔષધ બાર' તેમ હું કહું છું કે 'રોગ અનેક અને ઔષધ એક.' એ ઔષધનું નામ '**તારક ત્રિપદી** યાને વ્યાધિવિનાશક એગ્યુમીક્ષ્ચર.' એ ઔષધનું જો તમે સેવન કરો તો રોગોનું નામ ન રહે અને નિરોગી, સુદઢ આનંદી અને વિકસિત જીવનની મોજ તમે લઇ શકો."

કાનજીની આ વાણીથી દેવજી ઘણો જ પ્રસન્ન થયો અને એ "તારક ત્રિપદી યાને વ્યાધિવિનાશક એગ્યુમીક્ષ્ચર"ની હકિકત જાણવા ઉત્સુકતા દર્શાવી. એ હકીકત સમજાવતાં કાનજીએ કહ્યું :

"હું તમને પ્રથમ જ કહી ગયો છું કે આ કળિકાળ છે. આ કાળમાં લોકો અન્યના સદ્ગુણો નહિ જુએ પરંતુ તેના દુર્ગુણો જ દેખશે. કોઇની નિંદા થતી હોય તો તે સાંભળવામાં લોકોને ખુબ રસ પડે છે. છાપાઓમાં કોઇની વિરૂદ્ધ લખાણ આવ્યુ હોય તો તે વાંચવાનું લોકોને વધુ ગમે છે. આનું કારણ એ છે કે આજના કાળમાં લોકોનું જીવન જ વિકૃત થઇ ગયું છે શાસ્ત્રમા જેને વિકથા કહે છે અને જે વર્જ્ય ગણાય છે એવી સ્ત્રી કથા, રાજકથા, વિષયકથા વગેરે સૌને વધારે પ્રિય લાગે છે. વર્તમાનપત્ર એ જ્ઞાન ફેલાવવાનું, વિચારોનો વિકાસ કરવાનું કે લોકોની સેવા કરવાનું સાધન નથી, પરંતુ પૈસા કમાવાનું સાધન છે અને તેથી પત્રકારો ગમે ત્યાંથી લોકોને વાંચવી ગમે તેવી વાતો લાવીને પ્રગટ કરે છે અને એ રીતે લોકોને સંતોષે છે અને પોતાનો ધંધો ચલાવે છે.

એટલે આ કાળમાં જેને શાંતિમય જીવન ગાળવું હોય તેણે "તારક ત્રિપદી યાને વ્યાધિવિનાશક એગ્યુમીક્ષ્ચર" નું સેવન કરવું

જોઇશે, જો કે એ ઔષધ સ્વાદિષ્ટ છે પરંતુ ઘણું કિંમતી છે, એટલે જેવા તેવાથી તેનું સેવન થઇ શકે તેમ નથી. જેમ સોના, ચાંદી કે મોતીની ભસ્મો કે પૂર્ણ ચંદ્રોદય જેવા રસો કિંમતી હોવાથી શ્રીમંતો અને અમીર ઉમરાવ જ તે વાપરી શકે છે તેમ આ ' તારક ત્રિપદી યાને વ્યાધિવિનાશક એગ્ઝુમીક્ષચર " પણ પામર આત્માઓથી લઇ શકાય તેમ નથી. એ ઔષધ તો સમકિતી, મુમુક્ષુ, જીજ્ઞાસુ, આત્માર્થી અને પરમાર્થી આત્માઓ જ લઇ શકે તેમ છે. આ ઔષધ કંઇ સહેજે મળી આવ્યું નથી પરંતુ તે મેળવવા માટે મહિનાઓના મહિનાઓ અને વર્ષોના વર્ષો સુધી આગમોનો અભ્યાસ અને સત્સંગનું સેવન કરવું પડયું છે. એ ઔષધ માટે આત્મસંયમ સેવી, એકાગ્રતાથી તપશ્ચર્યા કરવી પડી છે. એ ત્રિપદીનો કચ્છી ભાષામાં ત્રણ સૂત્રોમાં સમાવેશ થઇ જાય છે. એ સૂત્રો નીચે પ્રમાણે છે.

**'તસુ ચુસણુ ન, વધુ કુછણુ ન અને કડેં લુછણુ ન'**

હવે એ હું સૂત્રો વિસ્તારથી સમજાવીશ. ગમે તેટલું સંકટ આવી પડે તોપણ ન્યાય, નીતિ, સદાચાર, ધર્મ, નેક અને ટેકના પોતાના સિદ્ધાંતથી "તસુ ચુમણું ન," અર્થાત આખી દુનિયા વિરૂદ્ધ થઇ જાય તોપણ સન્માર્ગથી એક તસુ પણ હઠવું નહિ. તે જ પ્રમાણે બુદ્ધિપૂર્વક સન્માર્ગ ગ્રહણ કર્યા પછી બીજાઓ તે માટે ગમે તેટલી નિંદા કરે તોપણ "વધુ કુછણુ ન" અર્થાત પોતાના વર્તનનો શો હેતુ છે? પોતે શું કરવા માગે છે? વિગેરેની ચર્ચા કે બચાવ કરવાનો વ્યર્થ પ્રયત્ન કરવો નહિ, અને કોઇ પોતાને માટે ગમે તેમ બોલે તોપણ "કડેં લુછણું ન" અર્થાત કોઇ નિંદા કરે તેથી દિલમાં દાઝવું કે દુઃખ લગાડવું નહિ અને સદા આનંદમાં મગ્ન રહેવું. અહિંસા–ક્ષમાના સિદ્ધાંત આ ત્રિપદીમાં આવી જાય છે. શ્રી. ગાંધીજીના સત્યાગ્રહનું રહસ્ય પણ એમાં સમાઇ જાય છે.

જે માણસ સન્માર્ગથી એક પગલું પણ પાછો હઠતો નથી

તેનો અંતે વિજય જ છે, આપણે તાજો જ દાખલો લઈએ. આજથી વીસ વર્ષની વાત પર સુરતની કોંગ્રેસમાં લોકમાન્ય તિલક મહારાજનો મોડરેટોએ સખ્ત વિરોધ કર્યો; તેની વિરૂદ્ધ છાપાઓમાં ચર્ચા થઇ. પરંતુ લોકમાન્ય પોતાના સિદ્ધાંતથી તસુ પણ ડગ્યા નહિ. આખરે એવો વખત આવ્યો કે લોકમાન્યે જે સિદ્ધાંત જાહેર કર્યો હતો તે જ પ્રજાને સ્વીકારવો પડયો. લોકમાન્ય તિલક મહારાજના આ વિજયનું કારણ એ છે કે તેમણે ત્રિપદીનું પ્રથમ સૂત્ર જીવનમાં ઉતાર્યું હતું. ત્રિપદીના બીજા સૂત્ર પ્રમાણે વતર્વાથી કોઇના દુશ્મન બનવાનું રહેતું નથી; કેમકે જગત્માં જેટલા વેરવિરોધ અને કલેશ-કંકાસ થાય છે તે વાણીથી જ થાય છે. પણ જ્યાં "વધુ કુછણું ન" એ સિદ્ધાંતનો અમલ થતો હોય ત્યાં કલેશ થાય જ કયાંથી? ત્રીજા સૂત્ર "કડે લુછણું ન" પ્રમાણે વર્તવાથી કર્મબંધન થવા પામે જ નહિ, કેમકે આર્ત-રૌદ્રધ્યાનથી કર્મબંધાય પણ જ્યાં કશી વાતથી દિલમાં દુ:ખ કે ક્રોધ ઉપજે જ નહિ એટલે આર્ત-રૌદ્રધ્યાન થાય નહિ, પછી કર્મબંધન થાય જ શાના? આમ આ ત્રિપદી જીવનમાં ઉતારવાથી આલોક તેમજ પરલોક—બન્નેલોકમાં સુખ જ પ્રાપ્ત થાય છે. શરીર સારૂં, મન પ્રસન્ન અને આત્મા આનંદી હોય એટલે આ-લોકમાં સુખ મળે અને કોઇનું મન દુ:ખવે નહિ અને આર્ત કે રૌદ્રધ્યાન કરે નહિ એટલે પરલોકમાં પણ સુખ મળે. તેથી આ ત્રિપદીને હું "તારક ત્રિપદી" કહું છું. અસાધ્ય વ્યાધિઓ-ચેપી રોગો અને જલંધર જેવા દુ:ખકર વ્યાધિઓનો આ ત્રિપદી અમોઘ ઉપાય છે. તેનું સેવન કરનાર સુખી બને છે અને સેવન કરાવનાર બીજાના સુખનું નિમિત્ત બને છે."

આ હકીકત સાંભળીને દેવજી તો દિઙ્મૂઢ બની ગયો. તેને તો રોમેરોમ હર્ષ વ્યાપી ગયો અને હર્ષાવેશમાં તેણે કાનજીને કહ્યું, "વૈદ્યરાજ! તમારી આ "તારક ત્રિપદી"નું બીજાઓ સેવન કરે કે ન કરે પણ હું તો અવશ્ય કરીશ અને રોગમુક્ત થઇશ. અને

જન્મોજન્મ તમને આશીર્વાદ આપતો રહીશ. માટે મને તે ત્રિપદી સંભળાવો."

આથી કાનજીએ તેને એ કચ્છી કવિતા સંભળાવી.

**રાગ ઝીંઝોટી—તાલ ત્રિતાલ**

**તસુ** ચુસજા મ, વધુ કુછજા મ, કડેં લુછજા મ,
ત્રિપદી સ્મરજા—તસુ

ચુસણુ, કુછણુ ને લુછણુજી ત્રિપદી, ધારે ધિલમેં વિચરજા;
અટ્ટલ ન્યાય નીતિતેં રઇને, થીજા માલેક નિજ
ધરજા—તસુ. ૧.

જીવનરણુમેં વિજય વરેલા, હિમ્મત ને ધીરજ ધરજા;
સ્વર્ગ નિસરણી 'સુરી' સમજી, ધર્મલા મરજીથી
મરજા—તસુ. ૨.

દુઃખજા ડુંગર ત્રુટેં મથે તેં (તે પણુ) પ્રતિજ્ઞા પૂરી કરજા;
ધર્મ મર્મ સમજી સત્સંગે, ભાવ ભક્તિ ઉરમેં
ભરજા—તસુ. ૩.

ખલકજા ખલ કરીં નિંદા ખોટી સુણીને ધિલમેં મ બરજા;
હેકલા રોજા ભલેં જગતમે (તેપણુ) કડેં મ સત્ય
થકી સરજા—તસુ. ૪.

અણુસમજે અખીઉં મીચે ને, ભોરા થીને મ ડરજા;
સત્તા—મધમેં ઉન્મત્ત થીને, કુલણુજીથી મ
ફિરજા—તસુ. ૫.

બોલ બોલજા તોલ કરેને, પરકે ઠારે ને ઠરજા;
સત્ય, પથ્ય, પ્રિય વચન જ વદજા, દોષ મચોજા કડેં
પરજા—તસુ. ૬.

ગમારે જેડર્યું ગાર્યું મ દીજા, પરજા મર્મ મ ઉચરજા;
મધ જેડા મીઠા વેણુ ઉચારે, ભવસાગર સહેજે
તરજા—તસુ ૭.

ભીમાર્જુન હનુમાન કે સમરે, ગૃહી ટેકથી મ ટરજા;
મન-વચ-કાયા કે કરે નિમલ, 'શિવ' સુંદરી સત્વર
વરજા—તસુ. ૮.

## ગુજરાતી ભાવાર્થ:—

તસુ ખસજો નહિ, વધુ બોલશો નહિ, કોઇ દી બળશો નહિ
(એ) ત્રિપદી સ્મરજો.
ખસવું, બોલવું ને બળવું (એ) ત્રિપદી દિલમાં ધારણ કરી વિચરજો;
અટલ ન્યાય નીતિપર રહીને નિજ ઘરના માલેક થજો-તસુ. ૧
જીવનરણમાં વિજયને વરવા, હિંમત અને ધિરજ ધારણ કરજો;
સ્વર્ગ-નિસરણી શૂળીને સમજી, ધર્મના માટે મરજીથી મરજો-તસુ. ૨
દુ:ખના ડુંગર માથાપર ત્રુટે (તોપણ) પ્રતિજ્ઞા પૂર્ણ કરજો;
ધર્મના મર્મ સત્સંગથી સમજી, ભાવ ને ભક્તિ ઉરમાં ભરજો-તસુ. ૩
ખલકનાં ખલ પુરૂષો ખોટી નિંદા કરે (તે) સાંભળીને દિલમાં નહિ બળજો;
એકલા રહેજો ભલે જગતમાં (તોપણ) કોઇપણ દિવસ સત્યથી
નહિ સરજો-તસુ. ૪
અણસમજણથી આંખો વીંચી, ભોળા થઇને નહિ ભરડજો;
સત્તાના મદમાં ઉન્મત્ત થઇને, ફુલણજી થઇને નહિ ફરજો-તસુ ૫
બોલ તોલ કરીને બોલજો, પરને ઠારીને ઠરજો;
સત્ય, પથ્ય, પ્રિય વચનો જ વદજો, દોષો પરના કોઇ દિ મ કહેજો-તસુ. ૬
ગમાર જેવી ગાળો નહિ આપજો, પરના મર્મ નહિ ઉચરજો;
મધ જેવા મીઠા વેણ ઉચ્ચારીને, ભવસાગર સહેજે તરજો-તસુ ૭
ભીમ-અર્જુન-હનુમાનને સમરી, ગ્રહેલી ટેકથી નહિ ટળજો;
મન-વચન-કાયાને નિર્મલ કરીને, 'શિવ' સુંદરીને સત્વર વરજો-તસુ ૮

## (૬) નવયુગ સર્જક સબળ આત્મા.




તારક ત્રિપદી રૂપી અણુમોક્ષરસનું જે પાન કરે છે તે રોગ

મુક્ત સબળ આત્મા બને છે.

તે પછી કાનજીએ એ કવિતા દેવજીને લખી આપી. દેવજીએ પણ હંમેશના નિયમ મુજબ તેની ૫૦૦૦ પ્રતો છપાવી પ્રભાવના કરવાનું કબુલ કર્યું અને કહ્યું કે, "વૈદ્યરાજ! આજે તો તમે મને '**જીવનદાન**' આપ્યું છે. હવે પછીના જીવન ઉપર તમારો અધિકાર છે."

દેવજી આજે પૂરેપૂરા ઉત્સાહમાં હતો તેથી તે ચિત્રની વાત જ કરતાં ભૂલી ગયો. પણ કાનજીના સ્મરણબહાર એ વાત ન હતી. તેણે કહ્યું:

## ચિત્ર–પરિચય

'ભાઇ, આ ચિત્ર જુઓ; એમાં જે વચ્ચમાં ઉભો છે તે સ્વાવલંબી એક ઉત્સાહી યુવક છે, તે બુદ્ધિવાન છે, સ્વતંત્ર છે, વિચારક છે અને પરમાર્થી છે. ગાડરીયા પ્રવાહમાં ઘસડાય તેવો તે નિર્માલ્ય મૂર્ખ નથી. એણે પોતાની બુદ્ધિ ગીરો નથી મુકી; એ પોતે વિચાર કરી શકે છે, અને તેનું બુદ્ધિથી તોલ કરી શકે છે, બીજાનું બોલેલું કે લખેલું સાંભળીને કે વાંચીને દોરવાઇ જાય એવો એ દુર્બળ મનનો નથી, પણ એના અંતરને જે સાચું લાગે તેજ માને એવો અંતઃકરણને પૂછીને ચાલનારો છે. ગમે તેવા વિપરીત પ્રસંગોમાં કે મુશ્કેલીમાં પોતાના સિદ્ધાંતોથી તે ખસે તેવો નથી. લાલચથી લલચાય નહિ, ભયથી ભાગે નહિ અને ખોટી શરમથી શરમાય નહિ એવો એ નિસ્પૃહ–નિર્ભય છે. એને કિર્તિ કે અપકિર્તિ, માન કે અપમાન અસર કરી શકતાં નથી. 'ચોંધા કુરો અને ભાંઇંધા કુરો' ની નિર્માલ્ય ભાવના એને સ્પર્શી શકે તેમ નથી. એનો અડગ ટેકીલો બહાદુર નરવર છે. એની આસપાસ ઉભેલાઓ એને લલચાવી, શરમાવી, ડરાવી પોતાના જેવો બનાવવા પ્રયત્ન કરે છે પણ એ ન્યાય રસ્તાથી એક પગલું પણ પાછું હઠતો નથી. આપણી જ્ઞાતિમાં, સમાજમાં, અરે ભારતવર્ષમાં આવા નવયુવકો પેદા થશે ત્યારે જ્ઞાતિ કે દેશનો ઉદ્ધાર થશે, એ યુવાને **તારક ત્રિપદીનું**

સેવન કર્યું છે. એ ત્રિપદીનું સેવન કરનારા આવા બહાદુર બને છે. એનો આ પ્રત્યક્ષ નમુનો છે. "

દેવજી આ જોઇ આભોજ બની ગયો. ચિત્ર જોઇ તે તો ખુશ ખુશ થઇ ગયો અને હંમેશ પ્રમાણે એ ચિત્રની પણ તેણે માગણી કરી અને કાનજીએ તે સ્વીકારી.

આ વાર્તાલાપમાં ઘણો સમય થઇ જવાથી બન્ને છુટા પડયા અને પોતપોતાને સ્થાને ગયા.

પ્રિય વાંચનાર !

પ્રથમના ત્રણ દિવસોની ચર્ચા કરતાં આજની ચર્ચામાં તમને ઘણું વધારે જાણવાનું મળ્યું હશે. તમને પણ આ " **તારક ત્રિપદી** " ગમી હોય તો તેનું સેવન કરજો અને રોગમુક્ત થઇ જીવનની ખરી મઝા માણજો.

# સમાપ્ત

# વાંચવા, વિચારવા અને સંગ્રહ કરવા લાયક

## ઉત્તમ પુસ્તકો

| થોડીજ નકલો બાકી છે | પ્રમાદમાં પડશે તે પસ્તાશે |
|---|---|

પાલીતાણામાં સંવત્ ૧૯૫૯ ની સાલમાં મારા કેટલાક કચ્છી જૈન મિત્રોની સહાયતાથી મેં 'શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ' ની સ્થાપના કરી હતી. એ વર્ગના માનદ મંત્રી તરીકે દસ વર્ષ સુધી મેં કાર્ય કર્યું હતું; તે દરમિયાન શ્રીમંતોની સહાયથી કેળવણીની કેટલીક સંસ્થાઓની સાથે પુસ્તક પ્રકાશન ખાતાની પણ સ્થાપના કરી હતી અને લગભગ પાંચ ડઝન સુબોધક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. સંવત ૧૯૬૯ માં પાલીતાણામાં જળપ્રલય થતાં, વર્ગને મોટી ખોટ ગઇ હતી. તે વખતે કેટલાક વ્યવસ્થાપકો રાજીનામાં આપી છુટા થઇ ગયા અને બાકી જે રહ્યા, તે પુસ્તકોની વ્યવસ્થા કરી ન શકયા; તેથી તેમણે વર્ગની સંસ્થા બંધ કરી અને તેમના હસ્તક જે પુસ્તકોનો સંગ્રહ હતો, તે મઢડા લાલન નિકેતનને સુપ્રત કર્યો. નિકેતનના વ્યવસ્થાપકોએ એ જવાબદારી મારે શિરે નાખી, તેથી ચાર મહિના મઢડામાં રોકાઇ પુસ્તકોને વ્યવસ્થિત કરી તેને બંધાવી પ્રજાની સેવામાં રજુ કર્યાં છે. પુસ્તકોનું સૂચીપત્ર સાથે આપવામાં આવેલ છે, તેમાં કટલાંક પુસ્તકોની માત્ર ચાર-પાંચ પ્રતો જ સિલક છે. જે મંગાવવામાં ઢીલ કરશે, તે પાછળથી પસ્તાશે. પુસ્તકોનો પ્રચાર કરવા માટે તેની કિંમત ઘટાડવામાં આવી છે. પુસ્તકનું નામ, મુળ કિંમત, ઘટાડેલી કિંમત નીચે આપવામાં આવેલ છે. કમીશન આપવામાં નહિ આવે. (ટપાલખર્ચ જુદું સમજવું.)

**શાહ શિવજી દેવસિંહ—મઢડાવાળા**

ઠે. શિવસદન, **મઢડા—શિહોર થઇ** (કાઠિયાવાડ)

# તદ્દન સારાં પુસ્તકો

| નંબર | પુસ્તકનું નામ | મૂળ કિંમત રૂા. આ. પા. | ઘટાડેલી કિંમત રૂા. આ. પા. |
|---|---|---|---|
| ૧ | ધર્મરત્ન પ્રકરણ ભાગ ૨ | ૩—૦—૦ | ૨—૪—૦ |
| ૨ | ,, ભાગ ૩ | ૧—૧૨—૦ | ૧—૫—૦ |
| ૩ | અધ્યાત્મસાર | ૩—૦—૦ | ૨—૪—૦ |
| ૪ | મહાવીર પ્રકાશ | ૧—૦—૦ | ૦—૧૨—૦ |
| ૫ | ધર્મવીર જયાનંદ ભાગ ૧ | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૬ | ,, ભાગ ૨ | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૭ | તત્વ ભૂમિમાં પ્રવાસ | ૨—૦—૦ | ૧—૮—૦ |
| ૮ | શ્રાવિકા—ભૂષણ ભાગ ૩ | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૯ | ,, ભાગ ૪ | ૨—૦—૦ | ૧—૮—૦ |
| ૧૦ | તત્વચિંતામણિ | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૧૧ | શાસનદેવીનો પ્રવાસ | ૨—૦—૦ | ૧—૮—૦ |
| ૧૨ | શ્રાવક સંસાર | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૧૩ | દિક્ષાકુમારી ભાગ ૧ | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૧૪ | જૈનસતીમંડળ ભાગ ૨ | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૧૫ | ઉપદેશ પદ | ૩—૦—૦ | ૨—૪—૦ |
| ૧૬ | ઉપદેશ રત્નાકર | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૧૭ | જૈન પહેલી | ૦—૧૦—૦ | ૦—૭—૬ |
| ૧૮ | જૈન શશીકાંત | ૨—૮—૦ | ૧—૧૪—૦ |
| ૧૯ | વિધિપક્ષ પંચપ્રતિક્રમણ ઉતરાર્દ્ધ | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૨૦ | તપગચ્છ પંચપ્રતિક્રમણ પુર્વાર્દ્ધ | ૦—૧૨—૦ | ૦—૯—૦ |
| ૨૧ | ,, ઉતરાર્દ્ધ | ૧—૪—૦ | ૦—૧૫—૦ |
| ૨૨ | મનોરમા | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૨૩ | શિવવિનોદ ભાગ ૧ | ૦—૧૨—૦ | ૦—૯—૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૪ ,, | ભાગ ૨ | ૦-૧૨-૦ | ૦—૯—૦ |
| ૨૫ ,, | ભાગ ૩ | ૦-૧૨-૦ | ૦—૯—૦ |
| ૨૬ ,, | ભાગ ૪ | ૦-૧૨-૦ | ૦—૯—૦ |
| ૨૭ ,, | ભાગ ૫ | ૦-૧૨-૦ | ૦—૯-૦ |
| ૨૮ શિવબોધ ભાગ ૨ | | ૦-૧૨-૦ | ૦—૯—૦ |
| ૨૯ શિવપ્રબોધ ભાગ ૧ | | ૦-૧૨-૦ | ૦—૯—૦ |
| ૩૦ શિવપ્રબોધ ભાગ ૨ | | ૦-૧૨-૦ | ૦—૯—૦ |
| ૩૧ શિવવિલાસ | | ૦-૧૨-૦ | ૦—૯—૦ |
| ૩૨ રાગબોધ | | ૦—૫—૦ | ૦—૪—૦ |
| ૩૩ વિદ્યાચંદ્ર સુમતિ ભાગ ૧ | | ૨—૦—૦ | ૧—૮—૦ |
| ૩૪ કૃતઘ્ની કેસર | | ૧—૮—૦ | ૧—૨—૦ |
| ૩૫ ભારત ભજનામૃત | | ૦—૪—૦ | ૦—૩—૦ |

**પાણીમાં ભીંજાયેલાં, છતાં વાંચી શકાય તેવાં સુધારેલાં પુસ્તકો**

| | | | |
|---|---|---|---|
| ૧ ધર્મરત્ન પ્રકરણ ભાગ ૧ (અધુરૂં) | | ૩—૮—૦ | ૧-૧૨-૦ |
| ૨ અધ્યાત્મસાર | | ૩—૦—૦ | ૧—૮—૦ |
| ૩ મહાવીર પ્રકાશ | | ૧—૦—૦ | ૦—૮—૦ |
| ૪ તત્વ ભૂમિમાં પ્રવાસ | | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૫ શ્રાવિકા-ભૂષણ ભાગ ૧ | | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૬ ,, | ભાગ ૨ | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૭ ,, | ભાગ ૩ | ૧—૮—૦ | ૦-૧૨-૦ |
| ૮ ,, | ભાગ ૪ | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૯ દિક્ષાકુમારી ભાગ ૨ | | ૩—૦—૦ | ૧—૮—૦ |
| ૧૦ જૈનસતીમંડળ ભાગ ૧ | | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૧૧ ઉપદેશ પદ | | ૩—૦—૦ | ૧—૮—૦ |
| ૧૨ ઉપદેશ રત્નાકર | | ૨—૮—૦ | ૧—૪—૦ |
| ૧૩ જૈન શશીકાંત | | ૨—૮—૦ | ૧—૪—૦ |
| ૧૪ વિધિ પક્ષ પંચપ્રતિક્રમણ પૂર્વાર્દ્ધ | | ૦-૧૨-૦ | ૦—૬—૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ,, ,, ઉતરાર્દ્ધ | ૧—૪—૦ | ૦—૧૦—૦ |
| ૧૬ | તપગચ્છ પંચપ્રતિક્રમણ પૂર્વાર્દ્ધ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૧૭ | આનંદમંદિર (અધુરૂં) | ૩—૪—૦ | ૧—૧૦—૦ |
| ૧૮ | પાંડવ પ્રબોધ (અધુરૂં) | ૩—૦—૦ | ૧—૮—૦ |
| ૧૯ | દુનિયાનો સૌથી પ્રાચીન ધર્મ | ૧—૦—૦ | ૦—૮—૦ |
| ૨૦ | ગુણવર્માનું રાસ | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૨૧ | શ્રેણિક ચરિત્ર | ૧—૦—૦ | ૦—૮—૦ |
| ૨૨ | સંઘપટ્ટક | ૩—૮—૦ | ૧—૧૨—૦ |
| ૨૩ | યોગતત્વ | ૦—૮—૦ | ૦—૪—૦ |
| ૨૪ | જૈન પ્રવેશપોથી ભાગ ૧ | ૦—૧—૦ | ૦—૦—૯ |
| ૨૫ | ,, ભાગ ૨ | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૨૬ | ,, ભાગ ૩ | ૦—૪—૦ | ૦—૩—૦ |
| ૨૭ | ,, ભાગ ૪ | ૦—૫—૦ | ૦—૪—૦ |
| ૨૮ | જૈન પહેલી | ૦—૧૦—૦ | ૦—૬—૦ |
| ૨૯ | જૈન બીજી | ૦—૧૪—૦ | ૦—૮—૦ |
| ૩૦ | પ્રવેશપોથી ભાગ ૧—૨ ના અર્થ | ૦—૧—૦ | ૦—૦—૯ |
| ૩૧ | ,, ભાગ ૩ ના અર્થ | ૦—૧—૬ | ૦—૧—૦ |
| ૩૨ | ,, ભાગ ચોથાના અર્થ | ૦—૧—૬ | ૦—૧—૩ |
| ૩૩ | જૈનતત્વાદર્શ | ૨—૦—૦ | ૧—૦—૦ |
| ૩૪ | ધર્મસંગ્રહ | ૧—૮—૦ | ૦—૧૨—૦ |
| ૩૫ | જૈન ઇતિહાસ | ૧—૪—૦ | ૦—૧૦—૦ |
| ૩૬ | શ્રાવિકા શિક્ષણ રહસ્ય | ૦—૨—૬ | ૦—૨—૩ |
| ૩૭ | પુરૂષાર્થ સિદ્ધિ | ૦—૫—૦ | ૦—૪—૦ |
| ૩૮ | દેશોન્નતિનો સરળ માર્ગ | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૩૯ | આનંદ રત્નાવળી | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૪૦ | મુક્તિ સુદરીનો સ્વયંવર | ૦—૩—૦ | ૦—૨—૬ |
| ૪૧ | સમ્યક્ત્વ અને મિથ્યાત્વ સંવાદ | ૦—૧—૩ | ૦—૧—૦ |

| | | |
|---|---|---|
| ૪૨ આનંદ વ્યાખ્યાનમાળા | ૦—૬—૦ | ૦—૪—૦ |
| ૪૩ ગહુલી સંગ્રહ | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૪૪ જૈન બાળગરબાવળી | ૦—૨—૬ | ૦—૨—૦ |
| ૪૫ શિવવિનોદ ભાગ ૧ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૬ ,, ભાગ ૨ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૭ ,, ભાગ ૪ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૮ શિવ બોધ ભાગ ૧ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૪૯ ,, ભાગ ૨ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |
| ૫૦ શિવવિલાસ | ૦—૧૨—૦ | ૦—૬—૦ |

---

# કૃતજ્ઞી કેશર

## ( સચિત્ર આવૃત્તિ બીજી )

લેખકઃ—શાહ શિવજી દેવસિંહ મઢડાવાલા

કિંમત રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ જુદું

---

'કૃતજ્ઞી કેશર' ની સુબોધક કથા શિવજીભાઇએ લખી છે. મુનિરાજ શ્રી ચિદાનંદજી મહારાજના માત્ર એક જ વ્યાખ્યાનના શ્રવણથી કેશરબાઇનાં જીવનનો પલટો કેવી રીતે થાય છે? **ઠરી અવરને ઠાર, એ છે શ્રીજિન આગમ સાર:** એ મુનીશ્રીનાં વચનો કેશરબાઇ પોતાના જીવનમાં કેવી રીતે ઉતારે છે? તેના સમાગમમાં આવનારના મનપર કેશરબાઇની અદ્ભુત અસર શી રીતે થાય છે? જ્ઞાતિ, સંઘ અને દેશની ઉન્નતિ માટે કેશરબાઇ કેવો ભગીરથ પ્રયત્ન કરે છે? અને સત્સંગ, પ્રભુભક્તિ, ભલાઇ તથા કૃતજ્ઞતાના પાઠો કેશરબાઇ પ્રજાને કેવી રીતે શીખવે છે? તે સમજવા માટે **'કૃતજ્ઞી કેશર'** નામનું પુસ્તક એક વખત પ્રત્યેક આત્માર્થી નરનારીએ

અવશ્ય વાંચવું. સાધનસંપન્ન નરનારીઓએ એની પ્રભાવના કરવી. અને પ્રભુવીરનો સંદેશો ઘરોઘર પહોંચાડવો. પ્રમાદ કરશે તે પસ્તાશે. પુસ્તક ૩૦૦ પૃષ્ટનું છે, છતાં તેની કિંમત રૂ. ૧-૮-૦ રાખવામાં આવી છે. પુસ્તકનું વાંચન કરીને અનેક સજ્જનોએ ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે. તેમાંથી કેટલાક નીચે આપવામાં આવે છે—

## અભિપ્રાયો

૧. મુંબઈથી **'મુંબઈ સમાચાર'ના અધિપતી** તા. ૧૬-૮-૨૯ ના અંકમાં લખે છે કેઃ—

'આ કથા કલ્પીત છતાં બોધક છે......ભાષાનો દંભ કે આડંબર નથી અને ભક્તિ, સત્સંગ, પરોપકાર વૃત્તિ, અને કૃતજ્ઞતાના ગુણો પર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે.'

૨. રાણપુરથી **'સૌરાષ્ટ્ર મિત્ર'ના અધિપતી** તા. ૮-૮-૨૯ ના અંકમાં લખે છે કેઃ—

'નવલકથા રસિક છે.........જૈન ધર્મની સુધારણાની દૃષ્ટિએ આ પુસ્તક લખાયું હોવાથી અત્યારના જૈન સમાજના ઉકળેલા વાતાવરણમાં 'મહાવીર સંપ્રદાયના મુનિ'નું પાત્ર કોઈ નૂતન જ ભાવના સર્જી શકશે. આ નવલકથાનાં પહેલાં અઢાર પ્રકરણો તો દરેકે દરેક સમાજ સુધારણાના પ્રેમીએ મનન કરવા યોગ્ય છે.'

૩. ભાવનગરથી 'આત્માનંદ પ્રકાશ' ના અધિપતિ શ્રાવણ માસના અંકમાં લખે છે કેઃ—

'કરેલા ઉપકારનો બદલો વાળવાની વૃત્તિ, વિવેકબુદ્ધિ, વૈરાગ્ય અને સત્સંગઃ આ ગુણોની જે મનુષ્યોને જરૂર છે, તેને આ ગ્રંથમાંથી મળી શકે છે.'